## વાંચન પાઠ ૨૩ મો.

ફેરવવું Turn ( ટર્ન )
કુદવું Hop ( હોપ )
પલંગ Coach ( કોચ )
વાસણ Pot ( પૅાટ )
નશીબ Lot ( લૅાટ
પેટી Box ( બોક્સ )
શિયાળ Fox ( ફૅાક્સ )
ભમરડો Top ( ટોપ )
ફાંકડો Fop ( ફૅાપ )
કાપવું છાંટવું, ઝાડની કલમ કરવી Lop (લોપ)
મેળવ્યું Got (ગોટ)
ગરમ Hot ( હોટ )
મીંડુ Dot ( ડોટ )
બળદ Ox ( ઓક્સ )
કુંડું Tub (ટબ)
પ્યાલું Cup ( કપ )
સિંહ Lion (લાયન)
સબુ Jug (જગ)
ઘસવું Rub (રબ)
કામળો Rug (રગ)
અંદર આવવું Get in (ગેટ ઇન)

નીચે Down ( ડાઉન )
ખોદયું Dug ( ડગ )
પુરી Bun ( બન )
સુર્ય Sun (સન)
ગમત Fun (ફન
દોડવું Run (રન)
રકમ Sum (સમ)
ગણગણાટ કરવો Hum (હમ)
પ્યાલું Cup (કપ)
ઝુંપડી Hut (હટ)
કાપવું Cut (કટ)
ગુફા Den (ડેન)
ખેંચી લઈ જવું તે Tug (ટગ)
કામળો, બનુસ Rug (રગ)
ચાંપીને ઉઘરાણી કરવી Dun (ડન)
બંદુક Gun (ગન)
વાંદરૂં Monkey (મન્કી)
ગુંદર Gum (ગમ)
એક જાતનો દારૂ Rum (રમ)
મજાગરૂ Hinge (હીન્જ)
વાળું કરવું Sup (સપ)
પણ But (બટ)

કુરકુરીયું Pup (પપ)
કુદવું Jump (જમ્પ)
ભાઈ My dear (મચ ડીઅર)
વળી Too (ટુ)
વાસ્તે For (ફોર)
સાહેબ Sir (સર)
ફળ Nut (નટ)
વહુ Wife (વાઇફ)
દુર Off (ઑફ) Far (ફાર)
સુર્યનો તડકો The sunshine (ધી સનશાઇન)
અમ પણે We (વિ)
ભાષણ Lecture (લેક્ચર)

તે સાફ કરી શકે છે; અને કુદી શકે છે. He can mop and he can hop (હી કેન મેપ એન્ડ હી કેન હોપ

હું એક ભમરડો ફેરવી શકુ છું I can turn a top (આઈ કેન ટર્ન આ ટોપ)

સાંકો ગરમ થયો, અરે એ તો બહુ ગરમ Sanka got hot, oh so hot (સાંકા ગોટ હોટ, ઓહ સો હોટ)

તેણી પલંગમાં છે. She is in the couch (શી ઇઝ ઇન ધી કાઉચ

કેમ? તે માંદી છે. Why? She is ill (વ્હાઇ ? શી ઇઝ ઇલ)

એક કુંડું કામળા ઉપર છે. A tub is on the rug (આ ટબ ઇઝ ઓન ધી રગ)

મારે પ્યાલો તેમજ ચંબુ અંદર છે My jug is in, so is my cup (માય જગ ઇઝ ઇન, સો ઇઝ માય કપ)

સિંહને અંદર આવવા દો. Let the lion get in (લેટ ધી લાયન ગેટ ઇન)

ના, સિંહ નહિ પણ કુતરો No, not the lion but the dog (નો નોટ ધી લાયન બટ ધી ડોગ)

મારૂં કુરકુરીઉં સારૂં છે. તે રમતીઓ છે. My pup is good;

it is down the rug (આય પપ ઇઝ ગુડ;ઇટ ઇઝ ડાઉન ધી રગ)

તે તડકામાં કુદી શકે છે. અને વળી માગી શકે છે, It can jump in sun and it can beg too (ઇટ કેન જમ્પ ઇન સન એન્ડ ઇટ કેન બેગ ટુ)

પુરી તારે વાસ્તે છે, ભાઇ. Tho bun is for you, my dear (ધી બન ઇઝ ફોર યુ, માય ડીઅર)

તેથી તે માગ અને આપણે દુર જઇએ. So beg, and off we run (સો બેગ એન્ડ ઓફ વી રન)

લોંકડી ગુફામાં છે. The fox is in a den (ધી ફોકસ ઇઝ ઇન આ ડેન)

શીઆળનું બચ્ચું ગુફામાં નથી, The cub is not in the den ધી કબ ઇઝ નોટ ઇન ધી ડેન)

અરે શીયાળ હું તને વાડા પાસે મળીશ. Oh fox, I shall meet you by the pen (ઓહ ફોક્સ, આઇ શેલ મીટ યુ બાય ધી પેન)

સિંહ; તને બે મરઘી મળી ? Did you get two hens, lion ? ( ડીડ યુ ગેટ ટુ હેન્સ લાયન ? )

ના, મને મળી નહિ No, I did not get ( નો, આઇ ડીડ નોટ ગેટ )

તે મરઘી અને શિયાળ બેઉ દોડ્યાં અને તે કુવામાં પડ્યા Both the hen and the fox ran and fell into the well ( બોથ ધી હેન એન્ડ ધી ફોકસ રેન એન્ડ ફેલ ઇન્ટુ ધી વેલ )

## વાંચન પાઠ ૨૪ મો.

ઉઠવું Get up (ગેટ અપ)
ત્યા There (ધેર)
વાંદરૂં Monkey (મંકી)
વચન આપ્યું Promised (પ્રોમીસ્ડ)
મુસાફરી કરી Travelled (ટ્રાવેલ્ડ)
મારી નાંખ્યો Killed (કીલ્ડ)
વાઘ Tiger (ટાઇગર)
મુસાફર Traveller (ટ્રેવેલર)
ઉપકાર માનવો Thank (થેન્ક)
ખેતર Field (ફીલ્ડ)
પક્ષી Birds (બર્ડ્ઝ)
ઉંટ Camel (કેમલ)
જમીન Ground (ગ્રાઉંડ)
ઉંઘ્યો Slept (સ્લેપ્ટ)
કારણ કે Because (બીકૉઝ)
કુંભાર Potter (પોટર)
નળીઆ Tiles (ટાઇલ્સ)

હસ્યો Laughed (લાફ્ડ)
રક્ષણ કરે છે Preserves (પ્રીઝર્વ્સ)
બે વાર Twice [ટ્વાઇસ]
હમણા Just now (જસ્ટ નાઉ)
ઉંઘણસી Sleepy (સ્લીપી)
ગાય Cow [કાઉ]
નીકળ્યા Started (સ્ટાર્ટેડ)
ખેડુત Farmer (ફાર્મર)
દુકાન Shop (શોપ)
વાત કરી Talked (ટોક્ડ)
આકાશ Sky [સ્કાય]
ઘેટું Sheep [શીપ]
આંગળી Finger (ફીંગર)
ખેડે છે Tills (ટીલ્સ)
પુંછડી Tail (ટેઇલ)
ચાલે છે Walks (વોક્સ)

મેં તેને વચન આપ્યું I promised him (આઇ પ્રોમીસ્ડ હીમ)
તે ચાર કલાક ઉંઘ્યો He slept four hours (હી સ્લેપ્ટ ફોર અવર્સ)
આ માણસે કાલે વાઘને માર્યો This man killed a tiger

yesterday (ધીસ મેન ફ્રીન્ડ આ ટાઇગર યસ્ટરડે)

તે મુસાફરે બે વાર મુસાફરી કરી That traveler travelled twice ધેટ ટ્રાવેલર ટ્રાવેલ્ડ ટવાઇસ.

ઇશ્વરનો ઉપકાર માનો, કારણ કે તે આપણું રક્ષણ કરે છે Thank God, because He preserves us (થેન્ક ગોડ બીકોઝ હી પ્રીઝર્વ્સ અસ)

ખેડુત ખેતરમાં ખેડે છે A farmer tills in the field ( એ ફાર્મર ટીલ્સ ઇન ધી ફીલ્ડ)

પક્ષી આકાશમાં ઉડે છે Birds fly in the sk. (બર્ડ્ઝ ફ્લાય ઇન ધી સ્કાય )

ઉંટ જમીન ઉપર ચાલે છે A camel walks on the groud ( એ કેમલ વોકસ ઓન ધી ગ્રાઉન્ડ)

કુંભાર નળીઆં બનાવે છે A potter makes tiles ( એ પોટર મેકસ ટાઇલ્સ )

તે ગાંડો છે, તેથી તેઓ તેની સામે હસ્યા He is mad, so they laughed at him (હી ઇઝ મેડ, સો ધે લાફ્ડ એટ હીમ)

તમે ઘણાં ઉંઘણસી છો, ઉઠો અને હમણાંજ ત્યાં જાઓ You are very sleepy, get up and go there just now (યુ આર વેરી સ્લીપી, ગેટ અપ એન્ડ ગો ધેર જસ્ટ નાઉ)

ગાય અને ઘેટાં બહાર જવાને નીકળ્યા Cows and sheep started to go out (કાઉઝ એન્ડ શીપ સ્ટાર્ટેડ ટુ ગો આઉટ )

એક હાથને પાંચ આંગળીઓ છે One hand has five fingers ( વન હેન્ડ હેઝ ફાઇવ ફીંગર્સ )

વાંદરાને એક પુંછડી હોય છે A monkey has one tail (એ મંકી હેઝ વન ટેઇલ)

તે મુસાફર કયાં છે તેની મને ખબર નથી I do not know where is that traveller ( આઇ ડુ નોટ નો વ્હેર ઇઝ ધેટ ટ્રાવેલર )

## વાંચન પાઠ ૨૫ મો.

છે There are ( ધેર આર )
કેટલા How many (હાઉ મેની)
પૈસો Wealth ( વેલ્થ )
ફુલ Flower ( ફ્લાવર )
બીકણ Coward ( કાવર્ડ )
મન Mind ( માઇન્ડ )
માનવું Believe [બીલીવ]
કદી નહી Never (નેવર)
ચુપ Quiet ( કવાએટ ]
વીશ Twenty (ટવેન્ટી)
ઉતાવળ Haste ( હેઇસ્ટ )
ગાડી Carriage ( કેરેજ )
માલ Goods ( ગુડ્ઝ )
ઘણો A great deal of (એ ગ્રેટ ડીલ ઓફ)
ખુરશી Chair [ ચેર ]

અઠવાડીઉં Week ( વીક )
મહીનો Month ( મન્થ )
હમેશાં Always ( ઓલવેઝ )
વાડી Garden [ ગાર્ડન )
રાજા King ( કીંગ )
મહેલ Palace ( પલેસ )
લાંબો Long ( લોંગ )
હવેલી Mansion ( મેન્સન )
કુટુંબ Family [ ફેમાલી ]
તૈયાર Ready ( રેડી )
બારી Window [ વીન્ડો ]
રૂપુ Silver ( સીલવર )
જથ્થો Quantity [ કવોન્ટીટી
વેચાતું લેવું Buy ( બાય )

તમારી દુકાનમાં કેટલા ચાકર છે ? How many servants are there in your shop ? ( હાઉ મેની સર્વન્ટસ આર ધેર ઇન યોર શોપ ?

તેની પાસે ઘણો પૈસો છે. He has a great deal of wealth ( હી હેઝ આ ગ્રેટ ડીલ ઓફ વેલ્થ )

મારે એક છોકરો છે, તમારે કેટલા છે ? I have one son, how many have you ? ( આઇ હેવ વન સન, હાઉ મેની હેવ યુ ? )

તમારી પાસે રૂપાની વીંટી છે ? Have you a silver ring ? ( હેવ યુ આ સીલ્વર રીંગ ? )

ના મારી પાસે નથી. No, I have not (નો, આઇ હેવ નોટ)

તમારૂં મન બીકણુ છે. Your mind is coward ( યોર માઇન્ડ ઇઝ કાવર્ડ )

તમે મારૂં કહેવું માનશો ? કદી નહી Will you believe me ? never ( વીલ યુ બીલીવ મી ? નેવર ]

ત્યારે ચુપ રહો. Then be quiet [ ધેન બી ક્વાઇએટ )

ઉતાવળ કરો અને ગાડી લઇ આવો. Make haste and bring a carriage ( મેક હેસ્ટ એન્ડ બ્રીંગ આ કેરેજ )

આ મહીનામાં ચાંદીનો મોટો જથો છે. A quantity of great deal of silver is in this month (એ ક્વોન્ટીટી ઓફ ગ્રેટ ડીલ ઓફ સીલ્વર ઇઝ ઇન ધીસ મન્થ]

હું આ અઠવાડીઆમા એક ખુરશી વેચાતી લઇશ ? I shall

buy one chair in this week ( આઇ શેલ બાય વન ચેર ઇન ધીસ વીક )

માળી વાડીમાં છે. The gardener is in the garden (ધી ગાર્ડનર ઇઝ ઇન ધી ગાર્ડન )

રાજા કુટુંબ સહિત મેહેલમાં રહે છે. A king lives in the palace with family ( એ કીંગ લીવ્ઝ ઇન ધી પેલેસ વીથ ફેમીલી )

તેની હવેલી લાંબી છે, અને તેને વીશ બારીઓ છે. His mansion is long and has twenty windows ( હીઝ મેન્સન ઇઝ લોગ એન્ડ હેઝ ટવેન્ટી વીન્ડોઝ )

બાલાભાઇ આજ સવારે આવશે Balabhai will come to-day in the morning [ બાલાભાઇ વીલ કમ ટુડે ઇન ધી મોરનીંગ )

---

## વાંચન પાઠ ૨૬ મો.

સુખી happy (હેપી)

જતું રહ્યું went away ( ઉ‌વેન્ટ આવે )

પ્રાર્થના કરવી pray (પ્રે)

દેવળ Church (ચર્ચ)

ભય danger (ડેન્જર)

ચેહેરા face (ફેઇસ)

ખંતીલો diligent (ડીલીજન્ટ)

જવાબ Answer (એન્સર)

કહ્યું said (સેઇડ)

સવાલ question (કવેસ્ચન)

બીહે છે fears (ફીઅર્સ)

પુછવું ask (આસ્ક)

બીન્યું afraid [આફ્રેડ]

મરજી will (વીલ)
ધોવું wash (ઉવોશ)
ઉપયોગી useful (યુસફુલ)
મેલું dirty (ડર્ટી)
ઉપયોગ કરવો, વાપરવું. use (યુઝ)
ઇશ્વર God (ગોડ)
બોલાવ્યો called (કાલ્ડ)
અલબત of course (ઓફ કોર્સ)
સાંભળો hark, hear (હાર્ક, હીઅર).
મનુષ્ય person (પર્સન)
ગેરહાજર absent (એબસેન્ટ)
માંદુ, આજારી ill (ઇલ) sick (સીક)
હમણાંજ just now (જસ્ટ નાઉ)
વિચાર કરવો think (થીંક)

ઇશ્વરનો આભાર માનો કે તમે સુખી છો Thank God that you are happy (થેન્ક ગોડ ધેટ યુ આર હેપી)

તમે રોજ પ્રાર્થના કરો છો? Do you pray daily? (ડુ યુ પ્રે ડેઇલી?)

હા, હું કરૂં છું. Yes I do (યસ, આઇ ડુ)
તેઓ દેવળમાં જાય છે They go to church (ધે ગો ટુ ચર્ચ)
તેનાં મોઢાં તરફ જુએ. Look at his face (લુક એટ હીઝ ફેઇસ)
તમે તમારૂં મોં ધુઓ. You wash your face (યુ ઉવોશ યોર ફેઇસ)

આ મેલું છે. This is dirty (ધીસ ઇઝ ડર્ટી)
ત્યાં કોણ છે? Who is there? (હુ ઇઝ ધેર?)
તેનું નામ શું? What is his name? (વોટ ઇઝ હીઝ નેમ?)
તેનું નામ મણીલાલ છે. His name is Manilal (હીઝ નેમ ઇઝ મણીલાલ)

તેને ત્યાં બોલાવો. Call him there ( કોલ હીમ ધેર )
તેને પાછો બોલાવો. Call him back ( કોલ હીમ બેક )
તે જતો રહ્યો. He went away ( હી વેન્ટ આવે )
તેણી જતી રહી. She went away ( શી વેન્ટ આવે )
મને જવા દો. Let me go ( લેટ મી ગો )
તે માણસ જાય છે. That man is going (ધેટ મેન ઇઝ ગો ઇંગ)
તેને રાહ જોવાનું કહો. Tell him him to wait ( ટેલ હીમ ટુ ઉવેટ )

આ તેને આપો. Give him this ( ગીવ હીમ ધીસ )
તેને તે પાછું આપો. Give it back to him ( ગીવ ઇટ બેક ટુ હીમ )

તમારી મરજી શી છે? What is you will? ( વોટ ઇઝ યેર વીલ? )

તમે આ લો. You take this [ યુ ટેક ધીસ ]
તે લઇ ગયો. He took it away ( હી ટુક ઇટ અવે )
આ મારા કામનું છે. This is usefull to me ( ધિસ ઇઝ યુસફુલ ટુ મી )
તે શું કામનું છે? Of what use is that? ( ઓફ ઉવોટ યુસ ઇઝ ધેટ? )
તે મારા કાંઇ કામનું નથી. It is of no use to me ( ઇટ ઇઝ ઓફ નો યુસ ટુ મી )
તે બહુ ખંતીલો છે. He is very diligent ( હી ઇઝ વેરી ડીલીજન્ટ )

તમે આળસુ છો. You are lazy ( યુ આર લેઝી )
એવું કોણ કહે છે? Who says so? ( હુ સેઝ સો? )
તેઓએ એમ કહ્યું. They said so ( ધે સેઇડ સો )
હું તેને પુછીશ. I will ask him ( આઇ વીલ આસ્ક હીમ )
તમે તેને નહી પુછશો? Will you not ask him? ( ઉવીલ યુ નોટ આસ્ક હીમ? )
અલબત. શા માટે નહી? Of course Why not? ( આફ કોર્સ, વ્હાય નોટ? )
આ તેને સારૂ કરો. Do this for him ( ડુ ધીસ ફોર હીમ )
બહુ સારૂં. Very well ( વેરી વેલ )
તે અહિયાં છે, સાહેબ Sir, he is here. ( સર, હી ઇઝ હીયર )
એજ માણસ. The same person. ( ધી સેમ પરસન )
તે ગેરહાજર છે? Is he absent? ( ઇઝ હી એબસન્ટ? )
તે આજારી હશે. She must be ill. ( શી મસ્ટ બી ઇલ )
બહાદુર માણસો ભયથી બીતા નથી. Brave men do not fear danger ( બ્રેવ મેન ડુ નોટ ફીઅર ડેન્જર )
તમે એમ ધારો છો? Do you think so? ( ડુ યુ થીંક સો? )
હું એમ નથી ધારતો. I do not think so. ( આઇ ડુ નોટ થીંક સો )
મારા સવાલનો જવાબ આપશો? Will you answer my question? ( વીલ યુ આનસર માઇ ક્વેશચન? )

તે જવાબ આપતાં બીહે છે. He fears to answer. (હી ફીઅર્સ ટુ ઍન્સર )

બીહતા નાં. Don't be afraid ( ડોન્ટ બી આફ્રેડ )

હું ઘણો બીન્યો છું I am much faraid ( આઇ ઍમ મચ આફ્રેડ )

હું અંદર જાઉ ? May I go in ? ( મે આઇ ગો ઇન ? )

અંદર આવો, સાહેબ. Come in, sir. ( કમ ઇન, સર )

હું બાહેર જાઉં ? May I go out ? (મે આઇ ગો આઉટ ?)

સાંભળો, તેઓ તમને ત્યાં બોલાવે છે. Hear, they call you there. ( હીયર, ધે કૉલ યુ ધેર )

તેઓએ આપણને અહીં બોલાવ્યા. They called us here. ( ધે કૉલ્ડ અસ હીઅર )

હું હમણાંજ આવ્યો. I have come just now ( આઇ હૅવ કમ જસ્ટ નાઉ )

ત્યારે ગમે તો તમે વાંચો. You may read then. ( યુ મે રીડ ધૅન )

---

## વાંચન પાઠ ૨૭ મો.

પાસે close ( ક્લોઝ )
ઘર house ( હાઉસ )
વીષે about ( એબાઉટ )
કોઇ any one ( ઍની વન )
શેઠ master ( માસ્ટર )
સીધું directly ( ડિરેક્ટલી )
રોકાયલો engaged in ( ઍન્ગેજડ ઇન)
કારકુન clerk ( ક્લાર્ક )
ગયા હતા did go (ડીડ ગો)
ફરીથી again ( અગેન )
સ્વચ્છ clean ( ક્લીન)

| | |
|---|---|
| ગાડી carriage ( કૅરેજ ) | જડવું find ( ફાઇન્ડ ) |
| નક્કી Positively (પૉઝિટીવલી) | કલેકટર collector (કલેકટર) |
| મેડા ઉપર upstairs (અપસ્ટેર્સ) | હવે now નાઉ |
| માંથી from ( ફ્રોમ ) | વહેલા early ( અર્લિ ) |
| પેઢી office, firm (ઑફિસ, ફર્મ) | ચુકવું fail ( ફેલ ) |
| મોકલ્યું. sent ( સૅન્ટ ) | ઇરાદો રાખવો Intend (ઇનટૅન્ડ) |
| રહેવું Live ( લીવ ) | કાર્ડ card ( કાર્ડ ) |
| મળવું to see ( ટુ સી ) | મેળવવું get ( ગૅટ ) |

તમે કલેકટરની ઑફીસમાં કલાર્ક છો ? Are you a clerk in the Collector's office ? ( આર યુ એ કલાર્ક ઇન ધી કલેકટર્સ ઓફીસ? )

તેનું ઘર મારા ઘરની જોડે છે. His house is close to mine ( હીઝ હાઉસ ઇઝ કલોઝ ટુ માઇન )

એ વીશે તેને ખબર આપજો. Let him know about it (લૅટ હીમ નો એબાઉટ ઇટ )

હું જઇને તેને કાલે કહીશ, I will go and tell him to-morrow ( આઇ ઉવીલ ગો ઍન્ડ ટૅલ હીમ ટુ મોરો )

ત્યાં કોઇ છે કે? Is any one there? (ઇઝ ઍની વન ધેર?)

તમે કોણ છો ? Who are you ? ( હુ આર યુ ? )

લલુશેઠ ઘરમાં છે કે ? Is Mr. Laloo at home ? ( ઇઝ મીસ્ટર લલ્લુ ઍટ હોમ ? )

મારે તેમને મળવું છે. I want to see him ( આઇ ઉવૉન્ટ ટુ સી હીમ )

તે કંઇ કામમાં રોકાયલા છે. He is engaged in some work ( હી ઇઝ એનગેજડ ઇન સમ વર્ક )

મેહેરબાની કરીને બેસો. Please sit down (પ્લીઝ સિટ ડાઉન)

તે મેડા ઉપર છે. He is upstairs ( હી ઇઝ અપસ્ટૅર્સ )

તમને ઉપર બોલાવે છે. You are called upstairs. ( યુ આર કૉલ્ડ અપસ્ટેર્સ ]

તે બહાર ફરવા ગયો છે. He has gone out for a walk ( હી હૅઝ ગૅાન આઉટ ફૉર આ ઉવૅાક )

તે પાછો ક્યારે આવે છે ? When does he come back ? ( ઉવ્હેન્ ડઝ હી કમ બૅક ? )

મારે તેને મળવું છે. I wish to see him ( આઇ ઉવીશ ટુ સી હીમ )

તે હમણાંજ બાહેર ગયો છે. He has gone out just now ( હી હૅઝ ગૅાન આઉટ જસ્ટ નાઉ )

તમે ક્યાંથી આવ્યા છો ? Where have you come from ? ( ઉવ્હૅર હૅવ યુ કમ ફ્રોમ ? )

ક્લેક્ટરની ઓફીસમાંથી. From the Collector's office (ફ્રોમ ધી કલેકટર્સ ઑફીસ )

હવે મને તમારૂં નામ આપો. Now give me your name. ( નાઉ ગીવ મી યૅાર નેમ )

આ કાર્ડ તેને આપજો. Give this card to him (ગીવ ધીસ કાર્ડ ટુ હીમ )

તમે ત્યાં ગયા હતા કે ? Did you go there ? ( ડીડ યુ ગો ધેર ? )

તમે ત્યાં જશો કે ? Will you go there (ઉવીલ યુ ગો ધેર?)
હું કાલે જઇશ. I will go to-morrow (આઇ ઉવીલ ગો ટુમૅારો)
સહવારે વહેલા આવજો. Come early in the morning
( કમ અર્લી ઇન ધી મૉર્નીંગ ]
ત્યાં નક્કી ફરીથી આવજો. Come there again positively
( કમ ધેર અગેન પૉઝિટીવલી )
ત્યાં જવાને ચુકતા નહીં. Do not fail to go there ( ડુ
નોટ ફેલ ટુ ગો ધેર )
હું ખચીત આવીશ. I will come positively [આઈ ઉવીલ
કમ પૉઝિટીવલી ]
હું જઇશ નહીં. I shall not go ( આઇ શૅલ નૅાટ ગો )
તમે કેમ જતા નથી ? Why don't you go ? [ વાઇ ડોન્ટ
યુ ગો ? )
તમારી મરજી હોય તો તમે જાઓ. You may go if you
like ( યુ મે ગો ઇફ યુ લાઇક )
મારો આજે જવાનો વિચાર નથી. I do not intend to go
to day ( આઈ ડુ નોટ ઇનટૅન્ડ ટુ ગો ટુડે )
મને એક ગાડી જોઈએ છે. I want one carriage (આ ઉવૅાન્ટ
વન કૅરેજ )
તે હું તમારે સારૂ લઇ આવું ? May I get it for you ?
( મે આઇ ગૅટ ઇટ ફૉર યુ ? )
આજે તેને મારે ઘેર મોકલજો. Send him to my house
to day ( સૅન્ડ હીમ ટુ માય હાઊસ ટુ ડે]

તેને કહેજો કે મારે તમને મળવું છે. Tell him that I wish to see you ( ટેલ હીમ ધેટ આઇ ઉવીસ ટુ સી યુ)

હું જરૂર તેને કહીશ. I will speak to him positively ( આઇ ઉવીલ સ્પીક ટુ હીમ પૉઝીટીવલી )

તમારૂ ઘર સ્વચ્છ રાખો. Keep your house clean ( કીપ યૅાર હાઉસ ક્લીન ]

## વાંચન પાઠ ૨૮ મો.

છાપરૂ roof ( રૂફ )
લાવવું bring ( બ્રિંગ )
બાંધવું (ઘર) build (બિલ્ડ)
બળવું burn (બર્ન)
કામમાં busy (બીઝી
માખણ butter (બટર)
ખરીદવું buy ( બાય )
છોકરૂં child (ચાઇલ્ડ)
જાગ્યો awoke (આવોક)
દૂર away (આવે)
ઘંટ bell (બેલ)
સાફ-ચોખ્ખું clear (ક્લીયર)
હુશીઆર clever (ક્લેવર)
ઉપર ચઢવું climb (ક્લાઇમ્બ)
બંધ કરવું shut (શટ)
મોટું big (બિગ)

પગાર salary ( સૅલરી )
તપખીરીઆ brown (બ્રાઉન)
આસપાસ around (એરાઉન્ડ)
હથીયાર arms ( આર્મ્સ )
ઉંઘતો asleep (એસલીપ)
ખાધું ate ( એટ )
કાકી, મામી, માશી. aunt (આન્ટ
પસંદ કરવું choose (ચૂઝ)
પંજો claw, paw (ક્લૅા, પૅા)
ચોખ્ખું, સ્વચ્છ. clean (ક્લીન)
તાબે હોવું belong (બિલોંગ)
નીચે below (બિલો)
પાસે beside (બિસાઇડ)
સૌથી સારૂં best (બેસ્ટ)
વધારે સારૂં better (બેટર)
વાદળું cloud (ક્લાઉડ)

ચાંચ bill (બિલ)
કરડવું bite (બાઇટ)
કાળું black (બ્લેક)
ચળકતું bright (બ્રાઇટ
પહેરવેશ dress (ડ્રેસ)
સુકાયેલું dried (ડ્રાઇડ)
પીવું drink (ડ્રીન્ક)
હાંકવું drive (ડ્રાઇવ)
સ્વપ્નું આવવું dream (ડ્રીમ)
ઉંદર rat (રૅટ)
અક્ષર hand-writing (હૅન્ડ રાઇટીન્ગ)
પેટે ચાલી આવેલું crept (ક્રેપ્ટ)
ઘાતકી cruel (ક્રુઅલ)
રોવું cry (ક્રાય)
પડદો curtain (કર્ટન)
નીચે down (ડાઉન)
ખેંચવું-તાણવું drag (ડ્રેગ)
ખેંચવું draw (ડ્રૉ)
ભયંકર terrible (ટેરીબલ)
ઉંડું deep (ડીપ)
મીલ્કત property (પ્રૉપર્ટી)
પાછી મળી recovered (રીકવર્ડ)
લખાણ writing (રાઇટીંગ)

મારી પાસે છે I have (આઇ હેવ) તેઓની પાસે છે, They have (ધે હેવ)
તેની પાસે છે He has (હી હૅઝ)
અમારી પાસે છે, We have (ઉવી હૅવ) તમારી પાસે છે You have ( યુ હૅવ )
બિલાડીનું બચ્ચું, Kit ( કિટ )
તમે શું પગાર લાવો છો. What salary do you draw (વ્હૉટ સેલરી ડૂ યુ ડ્રૉ)
તે ચળકતા પક્ષીને છોકરા પાસે લાવો. Bring the bright brid before the child (બ્રીંગ ધ બ્રાઇટ બર્ડ બિફોર ધી ચાઇલ્ડ)
આ ભૂરૂં પક્ષી મારે તાબે છે. This brown bird belongs to me (ધીસ બ્રાઉન બર્ડ બિલૉંગ્સ ટુ મી)

તમારે ઘર સ્વચ્છ રાખવું. You must keep your house clean (યુ મસ્ટ કીપ યૉર હાઉસ ક્લીન)

આ પાણી ચોખ્ખું છે. This water is clear (ધીસ વૉટર ઇઝ ક્લીયર)

તે હુંશીયાર માણસ છાપરાપર ચઢી શકે છે. That clever man can climb the roof (ધૅટ ક્લેવર મેન કૅન ક્લાઇમ્બ ધી રૂફ)

પડદો જલદી ઉઘાડો. Draw the curtain soon (ડ્રૉ ધી કર્ટન સુન)

મને ભયંકર સ્વપ્નું આવ્યું. I had a terrible dream (આઈ હૅડ એ ટેરીબલ ડ્રીમ)

છોકરાઓ હવે તમે ઘેર જાઓ. Boys, you may go home now (બૉયઝ, યુ મે ગો હોમ નાઉ)

તે છોકરા પાસે એક કોથળી છે. That boy has one bag (ધૅટ બોય હૅઝ વન બૅગ)

અને તે કોથળીમાં ચાર રૂપીઆ છે. And in that bag has four rupees (ઍન્ડ ઇન્ ધૅટ બૅગ હૅઝ ફોર રૂપીઝ)

શું તે બીલાડી નથી ? ના. Is it not a cat ? no (ઇઝ ઇટ નૉટ આ કૅટ? નો)

શું તે ઉંદર છે ? હા. Is it a rat ? yes. (ઇઝ ઇટ આ રૅટ ? યસ)

શું તે બિલાડીનું બચ્ચું છે ? Is it a kit ? (ઇઝ ઇટ આ કિટ?)

હા, તે મારૂ બીલાડીનું બચ્ચું છે. Yes, it is my kit (યસ, ઇટ ઇઝ માય કિટ)

મીલ્કત પાછી મળી ? Is the property recovered ? (ઇઝ ધ પ્રૉપર્ટી રીકવર્ડ)

આ ચીઠી લાવનાર સાથે કીમત મોકલી આપજો. Send the price by the bearer of this note (સેન્ડ ધ પ્રાઈસ બાય ધ બેરર ઑફ ધીસ નોટ)

ચાલો મોડું થયું છે. Go on, it is late (ગો ઑન, ઇટ ઇઝ લેઇટ)

તમે જવાના છો? Do you wish to go? (ડુ યુ વીશ ટુ ગો?)

મારા વહાલા ભાઈ, તું બીછાનામાં જજે. My dear brother, you can go in the bed (માઇ ડીયર બ્રધર, યુ કેન્ ગો ઇન્ ધી બેડ)

ભાઇ, દિલગીર થા નહિં. Do not be sad, brother (ડુ નૉટ બી સૅડ, બ્રધર)

તમારૂં લખાણુ ઘણું સારૂં છે. Your writing is very good (યૉર રાઇટીંગ ઇઝ વેરી ગુડ)

તમારા અક્ષર ઘણા સારા નથી. your hand-writing is not very good (યોર હેન્ડ રાઇટીન્ગ ઇઝ નોટ વેરી ગુડ)

---

## વાંચન પાઠ ૨૯ મો.

| | |
|---|---|
| મરી ગયો died (ડાઇડ | અરે હાય alas (અલાસ) |
| પાસે છે has હૅઝ | પેહેરી છે. has put on (હૅઝ પુટઑન) |
| તમને કેમ છે? how do you do (હાઉ ડુ યુ ડુ) | સંતાઇ ગયું bid (બિડ્) |
| | નળી pipe (પાઇપ્) |
| ગમત fun (ફન્) | નામ છે Lalee (લા ) |
| માથુ Head (હેડ) | ગાડીવાન driver ( ડ્રાઇવર) |

| | |
|---|---|
| લાકડી stick (સ્ટીક) | પાસે છે have (હૅવ્) |
| ચાબુક whip (વ્હીપ્) | સાથે with (વિથ) |
| રીંછ bear (બૅર) | અગ્રિ tip (ટિપ્) |
| ટેકરી hill (હિલ) | નાનો ઝરો rill (રિલ્) |
| મરજી, ભવિષ્યકાળની નિશાની will (વિલ) | ઘાણી ઘંટી, મિલ, mill (મિલ) |
| ઘાંચી miller (મીલર | પહેરી put on (પુટ ઑન) |
| ઉતાવળો fast (ફાસ્ટ) | પાસે થઇને past (પાસ્ટ) |
| બહુ સારૂ well (વેલ) | પહોચવું get, reach (ગેટ, રીચ) |

અરે હાય, મારો કુતરો મરી ગયો. Alas, my dog died ! ઍલાસ, માઇ ડૉગ ડાઇડ)

તેણે ટોપી પેહેરી છે, અને તેની પાસે ભુંગળી પણ છે. He has put on a cap, and he has a pipe too (હી હૅઝ પુટ ઓન આ કેપ ઍન્ડ હી હૅઝ આ પાઇપ ટુ)

શું, તેને આ ગમત ભરેલું જોવાનું નથી ? Is this not a fun for him to see ? (ઇઝ ધીસ નૉટ એ ફન ફોર હીમ ટુ સી ?)

તે લાલી છે, તમે તેને નથી ઓળખતા ? She is Lalee. do you not know her ? (શી ઇઝ લાલી ડુ યુ નૉટ નો હર ?)

બિલાડીનાં બચ્ચાં માથા ઉપર લાકડી મુકો. Put a stick on the kit's head (પુટ આ સ્ટીક ઑન ધી કિટ્સ હેડ)

મારાથી મુકી શકાશે નહિ, તે સંતાઇ ગઇ છે, I can not, she is hidden [આઇ કૅન્ નૉટ શી ઇઝ હિડન]

આ લાકડી તેને મારશો નહી. Don't beat him this stick (ડોન્ટ બીટ હીમ ધીસ સ્ટીક)

તે મારૂં વહાલું બિલાડીનું બચ્ચું છે. It is my pet kit (ઇટ ઇઝ માય પેટ કિટ)

હું બેશી શકીશ અને તેની સાથે વાત કરી શકીશ. I can sit and talk with her (આઇ કેન સિટ ઍન્ડ ટૉક વીથ હર)

મારા ગાડીવાન સારૂ એક ચાબક લાવો. Get a whip for my driver (ગેટ આ ઉવ્હીપ ફૉર માય ડ્રાઇવર)

જુઓ, તેણે તે પકડયો છે. See, she has caught it (સી, શી હેઝ કૉટ ઈટ)

તમારી પાસે કેટલા રૂપીયા છે ? How many Rupees have you ? (હાઉ મેની રૂપીઝ હેવ યુ ?)

તે ટેકરી ઉપર ચડો. Go up the hill (ગો અપ ધી હીલ)

તેણે મારી ટોપી પહેરી છે He has put on my hat (હી હેઝ પુટ ઓન માય હેટ)

મેં ગમત ખાતર તે પહેરી. I put it on for fun (આઇ પુટ ઇટ ઓન ફૉર ફન)

તેની ટોપી મેળવીશ. I shall get his cap (આઇ શેલ ગેટ હીઝ કેપ)

ધાણી પાસેથી, ટેકરી ઉપર ચડજો. By the mill rise up the hill (બાય ધી મિલ. રાઇઝ અપ ધી હિલ)

હું એવો ઉતાવળો દોડયો છું કે તે મને પહોંચી શકયો નહિ. I ran so fast that he could not reach me (આઇ રેન સો ફાસ્ટ ધેટ હી કુડ નોટ રીચ મી)

હું તેને બહાર કાઢીશ. I shall get her out (આઇ શેલ ગેટ હર આઉટ)

તે અંદર પડી અને મરી ગઇ. She fell in and died (શી ફેલ ઇન એન્ડ ડાઇડ)

## Gender (જેન્ડર) જાતી વીષે.

ગુજરાતીમાં જેમ નર, નારી તથા નાન્યતર મુખ્ય ત્રણ જાતી છે તેમ ઇંગ્રેજીમાં પણ ત્રણ જાતી છે. Masculine (મેસ્કયુલાઇન) નરજાતી Feminine (ફેમીનાઈન) નારીજાતી તથા Neuter નાન્યતરજાતી.

**નીયમ**—અંગ્રેજીમાં જાતી ફક્ત પ્રાણીનેજ લાગે છે એટલે પ્રાણીમાં જે નર હોય તેની નરજાતી અને જે નારી હોય તેની નારીજાતી બાકી નીરજીવ પદાર્થ સઘળાંની નાન્યતર જાતી ગણાય છે. જેમકે:—

**નરજાતી** Masculine gender (મેસ્કયુલાઇન જેન્ડર)ના દાખલા Man (મેન) માણસ, King (કીંગ) રાજા, Horse (હોર્સ) ઘોડો વીગેરે.

**નારીજાતી** Feminine gender (ફેમીનાઇન જેન્ડર)ના દાખલા જેમકે, Woman (વુમન) બાયડી, Queen (ક્વીન) રાણી, Mare (મેર) ઘોડી વીગેરે.

**નાન્યતરજાતી** Neuter gender (ન્યુટર જેન્ડર) ના દાખલા જેમકે, Bungalow (બંગલો) બંગલો, Mansion (મેન્સન) હવેલી, House (હાઉસ) ઘર વીગેરે.

ઉપર જે નાન્યતર જાતીના દાખલા આપ્યા તેની જો ગુજરાતી ભાષા તરીકે જાતી જોતાં 'બંગલો' નરજાતી છે, 'હવેલી'

નારીજાતી છે અને 'ઘર' નાન્યતરજાતી છે. પણ અંગ્રેજીમાં એ ત્રણેને નિરજીવ ( જીવ વગરના ) ગણવામાં આવ્યા છે. તેથી એ ત્રણેની જાતી અંગ્રેજીમાં નાન્યતર છે.

ગુજરાતીમાં નરજાતીના નામને 'ઈ' લગાડવાથી નારીજાતીનાં નામ ઘણું કરીને થાય છે પણ અંગ્રેજીમાં જે નામ નરજાતીમાં હોય અને તેની નારીજાતી કરવી હોય તો ત્રણ રીતે થાય છે.

**એક તો તદ્દન શબ્દ બદલી નાંખવાથી** જેમકેઃ—

| નરજાતી. | નારીજાતી. |
|---|---|
| કાકો uncle (અન્કલ) | કાકી Aunt (આન્ટ) |
| ભત્રીજો nephew (નેવ્યુ) | ભત્રીજી niece (નીસ) |
| રાજા King (કીંગ) | રાણી Queen (ક્વીન) |
| ઘોડો horse (હોર્સ) | ઘોડી mare (મેર) |
| પીતા father (ફાધર) | માતા mother (મધર) |
| કુતરો dog (ડોગ) | કુતરી bitch (બીચ) |
| ભાઈ brother (બ્રધર) | બેન sister (સીસ્ટર) |
| કુકડો cock (કોક) | મુરઘી hen (હેન) |
| ઉમરાવ Lord (લોર્ડ) | શેઠાણી Lady (લેડી) |
| ડુક્કર bear (બેર) | ડુકરી sow (સો) |
| ધણી husband (હઝબન્ડ) | ધણીયાણી wife (વાઈફ) |
| કુંવારો bachelor (બેચેલર) | કુંવારીકા maid (મેઈડ) |
| હંસ gander ( ગેન્ડર ) | હંસણી goose ( ગુઝ ) |
| છોકરો ( પોતાનો ) son ( સન ) | છોડી (પોતાની) daughter ( ડોટર ) |

## બીજું નરજાતીના નામને ' ess ' લગાડયાથી

| નરજાતી | નારીજાતી |
| --- | --- |
| ગ્રંથકર્ત્તા author (ઓથર) | ગ્રંથકારીણી authoress (ઓથરેસ) |
| શહેનશાહ Emperor (એમ્પરર) | શહેનશાહબાનું Empress (એમ્પ્રેસ) |
| વારસ heir ( એર ) | વારસ (સ્ત્રી) heiress (એરેસ) |
| શીકારી hunter (હન્ટર) | શીકારી (સ્ત્રી) huntress (હન્ટ્રેસ) |
| છોકરો lad ( લેડ ) | છોકર lass ( લેસ ) |
| કવી poet ( પોએટ ) | કવી ( સ્ત્રી ) poetess (પોએટેસ) |
| નટ actor ( એકટર ) | નટી actress ( એકટ્રેસ ) |
| વાઘ tiger ( ટાઇગર ) | વાઘણ tigress ( ટાઇગ્રેસ ) |
| શીક્ષક tutor ( ટ્યુટર ) | શીક્ષીકા (સ્ત્રી) tutoress (ટ્યુટરેસ) |
| રાક્ષસ giant ( જાયન્ટ ) | રાક્ષસણી giantess ( જાયન્ટેસ ) |
| સીંહ lion ( લાયન ) | સીંહણ lioness ( લાયનેસ ) |
| સીધી negro ( નીગ્રો ) | સીધણ negress ( નીગ્રેસ ) |

## ત્રીજું નરજાતીના નામને સ્ત્રીના શબ્દ લગાડયાથી

| નરજાતી. | નારીજાતી. |
| --- | --- |
| બકરો he-goat ( હી ગોટ ) | બકરી she-goat ( શી ગોટ ) |
| ચકલો cock-sparrow ( કોક સ્પેરો ) | ચકલી hen-sparrow ( હેન સ્પેરો ) |
| મોર pea-cock ( પી કોક ) | ઢેલ pea-hen ( પી હેન ) |
| ચાકર manservant ( મેન સર્વન્ટ ) | ચાકરડી maid servant ( મેઇડ સર્વન્ટ ) |

અંગ્રેજીમા નર, નારી, અને નાન્યતર ઉપરાંત સામાન્ય જાતી (Common gender કોમન જેન્ડર) છે. તે ઓળખવાની રીત એવી છે કે, જે નામ નર તથા નારીજાતી બંનેને લાગુ પડે તે સામાન્ય જાતીમાં ગણાય છે.

માતા પીતા parent ( પેરન્ટ )

સગુ ( સ્ત્રી અથવા પુરૂષ ) Relation ( રીલેશન )

મીત્ર ,, Friend ( ફ્રેન્ડ )

દુશ્મન ,, Enemy ( એનીમી )

બાળક ( નાની છોડી અથવા છોકરૂં ) Child ( ચાઇલ્ડ )

ચાકર ( સ્ત્રી અથવા પુરૂષ ) Servant ( સર્વન્ટ )

શીષ્ય ( છોકરો અથવા છોડી ) pupil ( પ્યુપીલ )

ઉપરના સઘળા નામ સામાન્ય જાતીમાં ગણાય છે.

---

## વાંચન પાઠ ૩૦ મો.

અલેકઝાંડા Alexandra રાણીનું નામ છે.

ચાલ conduct (કોન્ડકટ)

પરણુવાને to marry (મેરી)

કજીઆ કરવો quarrel (કવોરલ)

જોઇએ should ( શુડ )

દરરોજ every day (એવરી ડે)

દયાળુ kind ( કાઇન્ડ )

મરી ગયેલો dead ( ડેડ )

ગાડી carriage ( કેરેજ )

રચી છે has composed (હેઝ કમ્પોઝડ )

ખાઇને eating ( ઇટીંગ )

કહેવાય છે. is called (ઇઝ કોલ્ડ)

સુખેથી happily ( હેપીલી )

માટે therefore ( ધેરફોર )

ગુજરાન ચલાવે છે maintain ( મેનટેઇન )

એડવર્ડ Edward ( એડવર્ડ ) હીંદુસ્તાનના શહેનશાહનું નામ છે

જેનો whose ( હુઝ )    હીંદુસ્તાન India ( ઇંડીયા )

પીવું drink ( ડ્રીંક )

તે કુંવારો પુરૂષ પરણવાને ઇચ્છે છે That bachelor wishes to marry ( धेट બેચેલર વીશીશ ટુ મેરી )

ભાઇએ પોતાની બેન ઉપર દયાળુ થવું જોઇએ. Brothers should be kind to their sisters ( બ્રધર્સ શુડ બી કાઇન્ડ ટુ ધૅર સીસ્ટર્સ )

તે મુરઘો તથા મુરઘી તમે જોયા ? Did you see the cock and the hen ? (ડીડ યુ સી ધી કૉક ઍન્ડ ધી હૅન ?)

તે ગૃહસ્થ માણસ તથા તેની સ્ત્રી સુરત ગયાં. That gentleman and his lady went to Surat. ( ધૅટ જૅન્ટલ મેન ઍન્ડ હીઝ લેડી વૅન્ટ ટુ સુરત )

તે ઘોડો તથા ઘોડી ઘાસ ખાઇને પાણી પીએ છે. That horse and that mare drink water, eating grass ( ધૅટ હૉર્સ ઍન્ડ ધૅટ મૅર ડ્રીન્ક વૉટર ઇટીંગ ગ્રાસ )

તે રાજા તથા રાણી બેઉ ગાડીમાં બેઠા છે. that King and that Queen Both has sat in the carriage (ધૅટ કીંગ ઍન્ડ ધૅટ ક્વીન બોથ હૅઝ સૅટ ઇન ધી કૅરેજ)

તે ધણી ધણીઆણી સુખેથી પોતાનું ગુજરાન ચલાવે છે. The husband and his wife maintain themselves happily (ધી હઝબન્ડ ઍન્ડ હીઝ વાઇફ મેનટેઇન ધેમ-સેલ્વ્ઝ હેપીલી )

મારો કાકો તથા કાકી રોજ કજીઆ કરે છે. My uncle and my

aunt quarrel every day (માય અન્કલ ઍન્ડ માય આન્ટ ક્વોરલ ઍવરી ડે )

રાંડેલો પુરૂષ કુંવારો કહેવાય નહી. A widower can not be called a bachelor ( એ વીડોઅર કૅન નૉટ બી કોલ્ડ આ બેચલર )

જે સ્ત્રીનો ધણી મરી ગયો તે રાંડેલી કહેવાય છે. The woman whose husband is dead, is called a widow ( ધી વુમન હુઝ હઝબન્ડ ઇઝ ડેડ, ઇઝ કૉલ્ડ આ વીડો )

મારા પીતાએ એક ચોપડી રચી છે માટે તે ગ્રંથકર્ત્તા કહેવાય છે. My father has composed a book, therefore he is called an author (માય ફાધર હૅઝ કમ્પોઝડ આ બુક, ધૅરફોર હી ઇઝ કૉલ્ડ ઍન ઑથર )

એડવર્ડ હીંદુસ્તાનના શહેનશાહ છે. Edward is the Emperor of india ( એડવર્ડ ઇઝ ધી ઍમ્પરર ઑફ ઇન્ડીઆ )

અને હીંદુસ્તાનના શહેનશાહબાનુનું નામ અલેક્ઝાંન્ડ્રા છે. And the name of the Empress of India is Alexandra ( ઍન્ડ ધી નેઇમ ઑફ ધી એમ્પ્રેસ ઑફ ઇન્ડીઆ ઇઝ અલેક્ઝાંન્ડ્રા )

તેણે પોતાની છોડીને શીખવવાને સ્ત્રી શિક્ષક રાખી છે. He has kept a tutoress to teach his daughter (હી હૅઝ કૅપ્ટ આ ટ્યુટરેસ ટુ ટીચ હીઝ ડૉટર )

આ બકરો છે કે બકરી ? Is this a he-goat or a she-goat ? ( ઇઝ ધીસ આ હી ગોટ ઑર આ શી ગોટ )

મારા ઘરમાં બે ચાકર અને એક ચાકરડી છે. There are two

men servant and one maid servant in my house ( ઘેર આર ટુ મેન સર્વન્ટ ઍન્ડ વન મેઇડ સર્વન્ટ ઇન માય હાઉસ ]

મારો ભત્રીજો તથા ભત્રીજી બેઉ ખગાબ ચાલનાં છે. Both my nephew and niece are of bad conduct (બોથ માય નેવ્યુ એન્ડ નીસ આર ઓફ્ બૅડ કૉનડક્ટ )

---

## Adjectives (એડજેક્ટીવ્ઝ) વીશેષણ વીષે.

નામનો ગુણ બતાવવાને વાસ્તે જે શબ્દ વપરાય છે તેને વીશેષણ કહે છે જેમકે રાતો ઘોડો. Red horse (રેડ હોર્સ ) આમાં ' ઘોડા ' નો ગુણ બતાવનાર શબ્દ ' રાતો ' છે માટે ' રાતો ' વીશેષણ કહેવાય.

વીશેષણ ચાર જાતના છે. (૧) ગુણવાચક વીશેષણ Adjective of quality ( એડજેકટીવ ઓફ કવોલીટી ) જેમકે, કાળી છત્રી Black umbrella ( બ્લેક અમ્બ્રેલા ) આમાં ' કાળી ' શબ્દ છત્રીનો ગુણ બતાવે છે માટે તે ગુણવાચક વીશેષણ કહેવાય છે.

(૨) સંખ્યાવાચક વીશેષણ Numeral Adjective (ન્યુમરલ એડજેકટીવ ) જેમકે, એક માણસ One man (વન મેન ), બે ચોપડીઓ Two books ( ટુ બુકસ ) આમાં 'એક' અને 'બે' એ શબ્દ સંખ્યા બતાવે છે માટે તે સંખ્યાવાચક વીશેષણ કહેવાય છે.

[૩) જથાવાચક વીશેષણ. Adjective of quantity ( એડજેકટીવ ઓફ્ કવૉન્ટીટી ) જેમકે, ઘણું પાણી Much water ( મચ વૉટર ), થોડું દુધ, Little milk ( લીટલ મીલ્ક ) આમાં

'ઘણું' તથા 'થોડુ" શબ્દ જથ્થો બતાવે છે માટે તે જથાવાચક વી-શેષણ કહેવાય છે.

(૪) દર્શક વીશેષણ. Demonstrative Adjective (ડીમોન્સ્ટ્રેટીવ એડજેક્ટીવ) જેમકે આ ગાય This cow (ધીસ કાઉ) પેલો બળદ That ox ( ધૅટ ઑાક્સ) આમાં 'આ' અને 'તે' જે ગાય તથા બળદ વીશે વાત થઈ હોય તે બતાવી આપે છે માટે તે દર્શક વીશેષણ કહેવાય છે.

---

## વાંચન પાઠ ૩૧ મો.

ચાકર servant

કેરીઓ mangoes (મૅન્ગૉઝ)

મહીનો month (મન્થ)

ગયે વરસે last year (લાસ્ટ ઇઅર્)

ઉંચો tall (ટૉલ)

ગાડી carriage (કૅરેજ)

એકદમ at once (એટ વન્સ્)

ઉદાસ sad (સૅડ)

ગૃહસ્થ gentleman (જેન્ટલમેન)

પ્રમાણિક just, honest (જસ્ટ ઓનેસ્ટ)

ભરૂસો રાખવો trust [ટ્રસ્ટ]

આદમી fellow (ફેલો)

કોણ, જે who (હુ)

પાક crop (ક્રૉપ્)

તાર telegram (ટેલીગ્રામ્)

માગવું, જોઇએ want [વૉન્ટ)

એટલામાં In the meantime (ઇન્ ધ મીનટાઇમ્]

ત્રણ three (થ્રી)

વધારે દુર farther (ફારધર)

કયો what (વ્હૉટ)

કામ કરવું, કામ work [વર્ક)

આવૃતી edition (એડીશન્)

ચોખું, સાદુ plain (પ્લેઇન)

ધીમે ધીમે by and by (બાય એન્ડ બાય્)

નીચ mean (મિન્)

તમે ચાકરનો વિશ્વાસ કરો છો? Do you trust that servant ? ( ડૂ યુ ટ્રસ્ટ ધૅટ સર્વન્ટ ? )

ફેરી ગયે વર્ષે ઘણી પાકી હતી. Last year there was a good crop of mangoes ( લાસ્ટ ઇઅર ધૅર વૉઝ એ ગુડ ક્રૉપ ઑફ મેંગોઝ )

તમે મને તાર કરશો? Will you send me a telegram ? ( વીલ યુ સૅન્ડ મી એ ટેલીગ્રામ્ )

હવે તમે ક્યારે જવા માગો છો? When do you want to go now ? ( વ્હૅન ડુ યુ વૉન્ટ ટુ ગો નાઉ ? )

તે માણસ ત્રણ માણસ જેટલો ઉંચો હતો. That man was as tall as three men (ધૅટ મેન વૉઝ એઝ ટૉલ ઍઝ થ્રી મેન)

એટલામાં ગાડી વધારે દુર દેખાઇ. In the meantime the carriage appeared a little farther ( ઇન ધ મીનટાઇમ ધ કૅરૅજ ઍપીઅર્ડ એ લીટલ ફારધર)

તે તમને એકદમ મારી નાંખશે. He will kill you at once હી વિલ કીલ યુ ઍટ વન્સ)

આ કયો મહીનો છે? What month is this ? (વૉટ મન્થ ઇઝ ધીસ ? )

તેનું ઇંગ્રેજી સાદુ છે. His English is plain (હીઝ ઇંગ્લીશ ઇઝ પ્લેન)

બધા સાથે પ્રમાણીક થજો, પણ ભરૂસો રાખતા નહી. Be just to all, but do not trust all ( બિ જસ્ટ ટુ ઑલ, બટ ડુ નૉટ ટ્રસ્ટ ઑલ)

તમે કોણ છો? Who are you ? (હુ આર યુ ?)

તે એક નીચ માણસ છે. He is a mean fellow (હી ઇઝ એ મીન ફેલો)

તમે અહીંયા શા વાસ્તે આવ્યા છો? Why have you come here? (વ્હાય હેવ યુ કમ હિઅર?)

તે ગૃહસ્થ તમને બોલાવે છે. That gentleman calls you (ધેટ જેન્ટલમેન કોલ્સ યુ)

---

## વાંચન પાઠ ૩૨ મો.

ભેંસો buflalces (બફેલોઝ)

સંખ્યા number [નંબર]

ડોળ ઘાલવો pretend [પ્રીટેન્ડ]

ગણવું regard (રિગાર્ડ)

પેસવું enter (એન્ટર)

રાત night [નાઇટ]

ચોકઠું set (સેટ)

દુકાનદાર shop-keeper (શૉપ-કીપર)

રોટલો loaf (લોફ)

ઉંદર mice (માઇસ)

તાજવાં scales (સ્કેલ્સ)

ન્યુસપેપર, ચોપાનીઉં news-paper (ન્યુસપેપર,)

ઇટાલી નામનો દેશ Italy (ઇટેલી)

મરણ death (ડેથ)

વાછરડું calf [કાફ]

કેટલીક some, several (સમ, સેવરલ.

મુકયો put (પુટ)

ઘર house (હાઉસ)

પ્રયત્ન કરવો try (ટ્રાય)

ઇચ્છવું wish (ઉવીશ)

રમવું play (પ્લે)

ચોર thief (થીફ

જ્વાળામુખી પહાડ volcanoes (વોલ્કેનોઝ)

માસિક magazine (મૅગૅઝીન)

કિંમત બેસવી cost (કૉસ્ટ)

માઠા sad (સૅડ.)

પાદડાં leaves (લીવ્ઝ)

મોટી large (લાર્જ)

મજુર labourer (લેબરર)
ખુન કરનાર murderer (મર્ડરર)
વજન કરવું weigh (વે)
સીધી negroes (નીગ્રોઝ)
સુંદર fair (ફેર)
કુટુંબ family (ફેમિલિ)
ખેડુત farmer (ફાર્મર)
બનાવેલું formed (ફૉર્મ્ડ)
માલુમ પડ્યું found (ફાઉન્ડ)
તાજું fresh (ફ્રેશ)
ઉતાવળ haste (હેસ્ટ)
ભુખ્યો hungry (હંગ્રી)
ઇજા કરી hurt (હર્ટ)
આળસુપણે Idly (આઇડલી)
ખરેખર Indeed (ઇન્ડીડ
ઉડ્યું flew (ફ્લ્યુ)
ખુશી glad (ગ્લૅડ)
શુક્રવાર friday (ફ્રાયડે)
માંથી, પાસેથી from (ફ્રોમ)
ઓરડો hall (હૉલ)
કઠણ hard (હાર્ડ)
સોનાનું, સોનેરી golden (ગોલ્ડન)
ગંભીર, કબર grave (ગ્રેવ)
વ્હાણનું સુકાન helm [હેલ્મ]

ફરીયાદ કરવી complain (કમ્પ્લેઇન)
ઉંચું high (હાઇ)
ચહેરો face (ફેઇસ)
નિમકહલાલ faithful (ફેઇથફુલ)
ખેતર farm (ફાર્મ)
ફારમ બનાવવું form (ફૉર્મ)
આગળ forward (ફૉર્વર્ડ)
છુટું, સ્વતંત્ર free (ફ્રી)
આફ્રિકા Africa [આફ્રીકા]
ઉતાવળો hasty (હેસ્ટી)
શીકાર કરવો hunt (હન્ટ)
બરફ Ice (બરફ)
માંદું Ill (ઇલ)
અંદરની બાજુ Inside (ઇન્સાઇડ)
ફુલ flower (ફ્લાઉવર)
કાચ glass (ગ્લાસ)
મિત્ર friend (ફ્રેન્ડ)
ભરેલું full (ફુલ)
હાથ hand (હેન્ડ)
ભાગ્યે hardly (હાર્ડલી)
ઘાસ grass (ગ્રાસ)
મદદ કરી helped (હેલ્પ્ડ)
અહીંયાં here (હીયર)

તેણીની મેળે herself [હરસેલ્ફ] છુપાવવું hide (હાઇડ)

તેણે કેટલીક ગાયો તથા ભેંસો જોઇ He saw some cows and buffaloes [ હી સૉ સમ કાઉઝ એંડ બફેલોઝ]

તેઓ આપણને મ્લેચ્છ તરીખે ગણવાનો ડોળ ઘાલે છે. They pretend to regard us as heathens (ધે પ્રિટેન્ડ ટુ રિગાર્ડ અસ ઍઝ હીધન્સ)

તમને બટાટા પસંદ છે કે? Do you like potatoes? (ડુ યુ લાઇક પૉટેટોઝ ?)

તે ગાયને બે વાછરડાં છે. That cow has two calves (ધૅટ કાઉ હૅઝ ટુ કાવ્ઝ)

મેં પાંદડાં ઉપર રોટલો મક્યો. I put the loaf on the leaves (આઇ પુટ ધી લોફ ઓન ધી લીવ્ઝ.)

તેના ઘરમાં રાત્રે બે ચોર પેઠા Two thieves entered his house at night (ટુ થીવ્ઝ એન્ટર્ડ હિઝ હાઉસ ઍટ નાઇટ)

અમારા ઘરમાં બહુ ઉંદર છે. There are many mice in our house (ધેર આર મેની માઇસ ઇન અવર હાઉસ)

હું ફ્રેમનું નવું ચોકઠું લેવા ઇચ્છું છું. I wish to have a new set of frame ( આઇ વીશ ટુ હેવ એ ન્યુ સેટ ઓફ ફ્રેઇમ )

દુકાનદારને ચાર લુગડાં લાવવાનું કહેજો. Tell the shop-keeper to bring four clothes. ( ટેલ ધી શૉપ કીપર ટુ બ્રીંગ ફોર ક્લૉથ્સ )

મારાં કપડાં લાવો, મારે બહાર જવું છે. Bring my clothes,

I wish to go out ( બ્રીંગ માય ક્લોધ્સ, આઇ વીશ ટુ ગો આઉટ )

તે મારો મામો છે. He is my uncle (હી ઇઝ માય અન્કલ)

તે છાપું બે આને મળી શકે છે પણ તે માસિકના ૬ આના બેસે છે. That newspaper can be had for two annas but that magazine costs six annas ( ધૅટ ન્યુસપેપર કૅન બી હેડ ફોર ટુ આનાઝ બટ ધેટ મૅગેઝીન કૉસ્ટસ સિક્સ આનાઝ )

હીંદુસ્તાનમાં ઘણા જ્વાળામુખી પ્હાડો છે. There are many volcanoes in India ( ધેર આર મૅની વૉલ્કેનોઝ ઇન ઇન્ડીઆ )

કેશવલાલ એના મરણના માઠા સમાચાર લાવ્યો છે. Keshavlal has brought the sad tidings of his death ( કેશવલાલ હેઝ બ્રૉટ ધી સૅડ ટાઇડીંગ્સ ઓફ હીઝ ડેથ)

હીંદુસ્થાનમાં મજુરોના પગાર વધારે નથી. The wages of labourers in India are not large ( ધી વેજીસ ઓફ લેબરર્સ ઇન ઇન્ડીઆ આર નૉટ લાર્જ )

ખુન કરનારાઓને આંડામાન જવું પડે છે. Murderers are sent to Andaman [મરડરર્સ આર સેન્ટ ટુ આંડામાન)

મેં તે ચીજોને તાજવામાં મુકીને તોળી. I weighed the things after putting them into the scales ( આઇ વેઇડ ધી થીંગસ આફ્ટર પુટિંગ ધેમ ઇન્ટુ ધી સ્કેઇલ્સ )

તે એક ભયંકર દેખાવ હતો. It was a terrible spectacle (ઇટ વૉઝ આ ટેરીબલ સ્પેક્ટેકલ)

આફ્રીકામાં સીધીઓની એક મોટી સંખ્યા છે. There is a great number of Negroes in Africa [ધેર ઇઝ એ ગ્રેટ નંબર ઓફ નિગ્રોઝ ઇન આફ્રીકા)

---

## વાંચન પાઠ ૩૩ મો.

ગરજ સારવી serve for (સર્વ ફોર)
મોઢું ચઢાવે છે, makes a long face (મેકસ આ લૉંગ ફેઇસ)
જાણી જોઇને purposely (પરપઝલી)
સ્વભાવ, મીજાજ Temper (ટેમ્પર)
કાળજી care (કેર)
તરફ part (પાર્ટ)
પુરૂં પાડવું supply (સપ્લાય)
ની જરૂર છે. wants (વૉન્ટસ)
યાદ આપી. put in mind (પુટ ઇન માઇન્ડ)
ઓછી. weak (ઉવીક)
જડવું. find, see (ફાઇન્ડ, સી)
આખો દહાડો the whole day (ધી હોલ ડે)
ઠીક suit (શ્યુટ)
સાંજ evening (ઇવનીંગ)
દલગીર sorry (સૉરી)
હાજરી attendance (એટેનડન્સ)
વીના without (ઉવીધાઉટ)
શક્યું could (કુડ)
જુસ્સો spirits (સ્પીરીટસ)
નરમ પડી જાય છે. sinks (સીંક્સ)
ધીરજ patience (પેશન્સ)
મોટો great (ગ્રેટ)
બક્ષીસ gift (ગીફ્ટ)
એકમત one mind, unanimous (વનમાઇન્ડ, યુનાનીમસ)
ખરાં મનથી with all heart (ઉવીથ એલ હાર્ટ)
યાદદાસ્ત memory (મેમરી)
મરજી પ્રમાણે pleasure (પ્લેઝર)
વહેલા early (અર્લી)

**સઉથી** સારૂ best (બેસ્ટ)
કામ **નથી** disengaged (ડીસએનગેજ્ડ)
ફુરસદ leisure (લીઝર)
ગેરહાજરી absence (એબ્સન્સ)
જોઇએ required (રીક્વાયર્ડ)

આ મને બક્ષીસ તરીકે આપો. Give me this as a gift [ ગીવ મી ધીસ ઍઝ આ ગીફ્ટ )

તે કેમ બનીજ શકે? How could it be ? (હાઉ કુડ ઇટ બી ?)

તે મોઢું ચઢાવે છે. He makes a long face (ધી મેક્સ આ લોંગ ફેઇસ )

મારી હીંમત નરમ પડી જાય છે My spirits sink ( માય સ્પીરિટસ સિંક )

તે જાણી જોઇને આ કરે છે. He does this purposely ( હી ડઝ ધીસ પરપઝલી )

તે તદ્દન અધીરો થઇ ગયો છે. He has lost all patience ( હી હૅઝ લૉસ્ટ ઑલ પેશન્સ )

તેણે મીજાજ ખોયો. He lost his temper (હી લોસ્ટ હીઝ ટેમ્પર)

તે મોટો મુરખ હતો He was a great fool (હી વૉઝ આ ગ્રેટ ફુલ )

તે મારી દરકાર કરતો નથી, કંઇ ફીકર નહી. He does not care for me, never mind (હી ડઝ નૉટ કેર ફોર મી, નેવર માઇન્ડ )

તમે મારી તરફ થશો ? Will you take my part ? ( ઉવીલ યુ ટેક માય પાર્ટ ? )

હું તમારી તરફથી બોલ્યો. I took your part ( આઇ ટુક યોર પાર્ટ )

તેઓ બધા એક મત હતા. They were all unanimous (ધે વૅર ઓલ યુનાનીમસ)

તે તમે કેવી રીતે જાણ્યું ? How did you come to know it ? (હાઉ ડીડ યુ કમ ટુ નો ઇટ ?)

હું તમારી ખોટ પુરી પાડીશ. I will supply your wants (આઈ ઉવીલ સપ્લાય યૅાર વોન્ટસ)

તે હું મારાં ખરાં અંતઃકરણથી કરીશ. I will do it with all my heart (આય ઉવીલ ડુ ઇટ ઉવીથ ઓલ માય હાર્ટ)

તમારી યાદદાસ્ત જરા ઓછી છે. Your memory is rather weak (યૅાર મૅમરી ઇઝ રાધર ઉવીક)

તમારી મરજી પ્રમાણે કરજો. Do as you like (ડુ એઝ યુ લાઇક)

તે મને ઘેર મળશે ? Shall I see him at home ? (શૅલ આઇ સી હીમ એટ હોમ ?)

તે ઘેર છે કે ? Is he at home ? (ઇઝ હી એટ હોમ ?)

તે ઘેર નથી. He is not at home (હી, ઇઝ નૅાટ એટ હોમ)

તમારા પીતા ક્યારે બહાર જાય છે ? When does your father go out ? (ઉવ્હેન ડઝ યૅાર ફાધર ગો આઉટ?)

તે સવારે વહેલા બહાર જાય છે. He goes out early in the morning. (હી ગોઝ આઉટ અર્લી ઈન ધી મૅાર્નીંગ)

આખો દહાડો હું બહાર હતો. I was out all day long (આઈ ઉવૅાઝ આઉટ ઓલ ડે લોંગ)

હું વહેલો ઘેર આવીશ. I will come home early (આય વીલ કમ હોમ અર્લી)

તમને કયો વખત ઠીક પડશે ? Which time will suit you best (હ્વીચ ટાઇમ હ્વીલ સુટ યુ બેસ્ટ ?)

સાંજે મારે કામ નથી. I am free in the evening (આઇ એમ ફ્રી ઇન ધી ઇવનીંગ)

આજે મને ફુરશદ મલશે. I shall be at leisure to-day [આઇ શૅલ બી ઍટ લીઝર ટુ ડે]

હું તમારી ગેરહાજરીથી ઉદાસ છું. I am sorry for your absence [આઇ એમ સૉરી ફૅાર યૅાર એબસન્સ]

તમારી હાજરીની જરૂર છે. Your attendance is required યૅાર ઍટૅનડન્સ ઇઝ રીક્વાયર્ડ)

તેઓને તેના વગર ચાલતું નથી. They could not do without him [ધે કુડ નોટ ડુ હ્વીધાઉટ હીમ]

જો મને વખત મળશે તો હું ત્યાં જઇશ. I will go there if I get time [આઈ હ્વીલ ગો ધેર ઈફ્ આઈ ગેટ ટાઈમ]

---

## વાંચન પાઠ ૩૪ મો.

| | |
|---|---|
| રેહવું remain (રીમેન) | ઉપડવું start (સ્ટાર્ટ) |
| કલાક hour (અવર) | કરેલું done (ડન) |
| અજમાયેશ કરી tried (ટ્રાઇડ) | ફતેહ પામ્યો succeeded (સકસીડેડ) |
| ભુલી ગયો forgot (ફરગૅાટ) | |
| ભુલ કરેલી mistaken (મીસ્ટેકન) | કામ work (હ્વર્ક) |
| કોઇ any one (ઍની વન) | શુક્રવાર friday (ફ્રાઇડે) |
| તૈયાર ready (રેડી) | નીકળવું set out (સૅટ આઉટ) |

સમજવું understand (અનડર સ્ટૅન્ડ)
સારી પેઠે well (ઉવેલ)
ભરૂશો રાખવો rely, trust (રીલાય ટ્રસ્ટ)
તમારી ઉપર upon you (અપોન યુ)
મના કરવું forbid (ફરબીડ)
શક, વહેમ doubt (ડાઉટ)
આધાર રાખવો depend (ડીપેન્ડ)

મારી ત્યાં રહેવાની મરજી છે. I wish to remain there (આઇ ઉવીશ ટુ રીમેઇન ધેર)

નહીં, તમે જરૂર એકદમ ઉપડી જજો No, you must start at once (નો, યુ મસ્ટ સ્ટાર્ટ ઍટ વન્સ)

તમે એકદમ ઉપડી જવા માગો છો? Do you want to start at once? (ડુ યુ ઉવૉન્ટ ટુ સ્ટાર્ટ ઍટ વન્સ)

હું એકદમ જવા માગું છું I wish to go at once (આઇ ઉવીશ ટુ ગો ઍટ વન્સ)

હું ત્રણ કલાકમાં પાછો આવીશ. I shall return in three hours (આઇ શૅલ રીટર્ન ઇન થ્રી અવર્સ)

તમે મને બોલાવા મોકલ્યો છે.? Have you sent for me? (હૅવ યુ સેન્ટ ફોર મી?)

તે તમે પોતે કરો Do it yourself (ડુ ઇટ યૉરસેલ્ફ)

તમે શું કીધું છે? What have you done? (ઉવૉટ હૅવ યુ ડન?)

મેં કાંઈ કીધું નથી. I have done nothing (આઇ હૅવ ડન નથીંગ)

હવે મારે શું કરવું? What am I to do now? (ઉવૉટ એમ આઇ ટુ ડુ નાઉ?)

તમારે કામ કરવું જોઇએ You must work (યુ મસ્ટ વર્ક)

તમે ત્યાં જવાને યત્ન કરશો? Will you try to go there? (ઉવીલ યુ ટ્રાય ટુ ગો ધેર?)

હું તેમાં ફતેહ પામ્યો I succeeded in it (આઇ સકસીડેડ ઇન ઇટ)

તમે તે કરવાનું ભુલી ગયા You forgot to do it (યુ ફરગૉટ ટુ ડુ ઇટ)

તેઓ મારા વીશે બોલે છે, They speak of me (ધે સ્પીક ઓફ મી)

તમારી ભુલ થઇ છે. You are mistaken (યુ આર મીસટેકન)

હું કામ ઉપર જાઉં છું. I go on work (આઇ ગો ઑન ઉવર્ક)

અહીંઆ કોઇ છે કે? Is there any one here? (ઇઝ ધેર એની વન હીઅર?)

કોઇ નથી. There is no one (ધેર ઇઝ નો વન)

તે આવતા શુક્રવારે જશે, He will go next Friday (હી ઉવીલ ગો નેક્સ્ટ ફ્રાઇડે)

તમે બાહેર ક્યારે જશો? When will you go out? ઉવ્હેન ઉવીલ યુ ગો આઉટ?)

હું થોડીવારમાં જઇશ. I will go soon (આઇ ઉવીલ ગો સુન)

મારો ત્યાં જવાનો ઇરાદો છે. I intend to go there (આઇ ઇનટેન્ડ ટુ ગો ધેર)

હું બાહેર નીકળવાને તૈયાર છું, તમારે કેમ છે? I am ready to set out, what about you? (આઇ એમ રેડી ટુ સૅટ આઉટ, વોટ ઍબાઉટ યુ?)

તેણી તેને જોવા ગઇ, (She went to see him (શી ઉવેન્ટ ટુ સી હીમ)

તે હું સારી પેઠે સમજ્યું છું I understand it well (આઇ અનડરસ્ટેન્ડ ઇટ ઉવેલ

તે તેની ઉપર આધાર રાખે છે, He depends upon him (હી ડીપેન્ડસ અપાન હીમ.)

હું તેના ઉપર ભરસો રાખું છું. I rely upon him [આઇ રીલાય અપાન હીમ)

તમે તેની ઉપર ભરૂશો રાખો. You may rely upou him [યુ મે રીલાઈ અપાન હીમ]

હું તમને તે કામ કરવાની મના કરૂં છું. I forbid you to do that work (આઇ ફ્રરબીડ યુ ડુ ડુ ધૅટ વર્ક)

તે માણસ ગયો કે? Has that man gone? (હેઝ ધૅટ મૅન ગૉન?)

તે જતો રહયો છે. He has gone away (હી હેઝ ગોન આવે)

ત્યારે હું તેની પાછળ જઇશ, Then I will follow him (ધૅન આઇ ઉવીલ ફ્રોલો હીમ)

તમને તેમાં વહેમ છે? Do you doubt that? (ડુ યુ ડાઉટ ધૅટ?)

મને તેમાં શક છે. I doubt it (આઇ ડાઉટ ઇટ)

તમને શાનો વહેમ છે What do you doubt? (વ્હોટ ડુ યુ ડાઉટ)

તેમાં કાંઇ શક નહીં. There is no doubt about it (ધેર ઇઝ નો ડાઉટ અૅબાઉટ ઇટ)

તમારૂં બદન કયાં છે? Where is your jacket? (વ્હેર ઇઝ યૅાર જાકેટ?)

## વાંચન પાઠ ૩૫ મો.

જે what (ૂવોટ)
ચહાવું love (લવ)
ઘોડો horse (હોર્સ)
પૈસા આપ્યા paid (પેડ)
ફાયદો થયો benefited (બેનીફીટેડ)
ખરૂં true (ત્રુ)
નક્કી sure (સ્યુઅર)
દેખાડવું show (શો)
ઉપ્યોગનું of use (ઓફ યુસ)
લાવ્યા છો. have brought (હેવ બ્રોટ)
એકસો one hundred (વન હનડ્રેડ)
તપાસે છે watches (ૂવોચીઝ)
કલાકે કલાકે every hour (એવરી અવર)
અંગ્રેજી English (ઈંગ્લિશ)
વાંધો લેવો object (ઓબજેક્ટ)
કામ કરે છે is working (ઇઝ વર્કીંગ

તમને શું જોઇએ છે? What do you want? (હ્વોટ ડુ યુ ૂવોન્ટ?)

મને તે જોઇએ છે. I want it (આઇ ૂવોન્ટ ઇટ)

મારે તેની જરૂર છે. I am in want of it (આઇ એમ ઇન ૂવોન્ટ ઓફ ઇટ)

મને જે જોઇએ છે તે મારી પાસે છે. I have what I require (આઇ હેવ ૂવોટ આઇ રીકવાયર)

તે તમને કામનું નથી. It is of no use to you (ઇટ ઇઝ ઓફ નો યુસ ટુ યુ)

તે તમને શું કામનું છે? Of what use is that to you? [ઓફ ૂવોટ યુસ ઇઝ ધેટ ટુ યુ?]

તે મને કામનું નથી. It is of no use to me (ઇટ ઇઝ ઓફ નો યુસ ટુ મી)

તે હું તમને કાલે મોકલીશ I will send it to you to-morrow (આઇ ઉવીલ સેન્ડ ઇટ ટુ યુ ટુ મોરો)

તે હું તમને આજે દેખાડીશ. I will show it to you to-day (આઇ ઉવીલ શો ઇટ ટુ યુ ટુડે)

તેને માટે હું તમારો ઉપકાર માનું છું. I thank you for it (આઇ થૅન્ક યુ ફોર ઇટ)

તમે કોને ચહાવો છો ? Whom do you love ? (હુમ ડુ યુ લવ)

હું મારા બાપને ચહાવું છુ I like my father (આઇ લાઇક માય ફાધર)

મારો બાપ તે જાણે છે. My father knows that (માય ફાધર નોઝ ધેટ)

તમે મારો ઘોડો વાપરો છો કે ? Do you use my horse ? (ડુ યુ યુસ માય હોર્સ ?)

મારા ઘોડાની સંભાળ લેજો. Take care of my horse (ટેક કેર ઓફ માય હોર્સ

મેં તેને એક સો રૂપીઆ આપ્યા. I paid him one hundred rupees (આઇ પેડ હીમ વન હનડ્રેડ રૂપિઝ)

તેણે મને કહ્યું તે ખરૂં છે. What he told me is true (ઉવોટ હી ટોલ્ડ મી ઇઝ ત્રુ)

શું કરવું તે હું જાણતો નથી, I do not know what to do (આઇ ડુ નોટ નો ઉવોટ ટુ ડુ)

તે વીશે મારી ખાત્રી છે, I am sure of it (આઈ એમ સ્યુઅર ઓફ ઈટ)

મારે તે સારૂ ક્યાં જવું જોઇએ ? Where should I apply for it (ઉવ્હેર સુડ આઈ એપ્લાઈ ફોર ઇટ)

તે શું કામ આવ્યો છે ? Why has he come ? [વ્હાય હેઝ હી કમ ? ]

તે તેને મલવા આવ્યો છે, He has come to see him (હી હેઝ કમ ટુ સી હીમ)

તે કામ કરે છે. He is working (હી ઈઝ વર્કીંગ)

મને ફાયદો થાય છે. I am benefited (આઈ એમ બેનીફીટેડ)

તે કલાકે કલાકે તપાસે છે. He watches every hour (હી ઉવોચીઝ એવરી અવર)

તમે શું લાવ્યા છો ? What have you brought ? (ઉવોટ હેવ યુ બ્રોટ ?)

હું કંઇ લાવ્યો નથી, I have brought nothing (આઇ હેવ બ્રોટ નથીંગ )

તમે સમજ્યા કે ? Did you understand it ? (ડીડ યુ અનડરસ્ટેન્ટ ઈટ ? )

હું સમજતો નથી. I do not understand it [આઇ ડુ નોટ અનડરસ્ટેન્ડ ઇટ )

મને સાંભળો Listen to me (લીસન ટુ મી)

તે અંગ્રેજી સારૂ બોલે છે કે ? Does he speak English well ? (ડઝ હી સ્પીક ઈંગ્લીશ વેલ ? )

તેણે બારણું ઉઘાડું મુક્યું He left the door open (હી લેફ્ટ ધી ડોર ઓપન,

## વાંચન પાઠ ૩૬ મો.

છેતર્યો cheated (ચીટેડ)
માનવું believe [બીલીવ]
સાચું truth (ત્રુથ)
હસવું laugh
સંતોષ થયો satisfied(સેટીસફાઈડ)
મશ્કરી કરે છે. Is joking (ઈઝ જોકીંગ)
ખરેખરૂં earnest (અરનેસ્ટ
કરતાં making (મેકીંગ)
મશ્કરી fun ફન
જાણવું, ઓળખવું know (નો)
સારી પેઠે very well
ગ્રહસ્થ gentleman જેન્ટલમેન)
વરસો years (ઈયર્સ)
પૈસાદર rich (રીચ)
જાડો fat (ફેટ)
ઠઠો કરે છે. Is mocking (ઇઝ મોકીંગ)
ખાતરી sure (સ્યોર)
હસ્યા laughed (લાફડ)
મોંઢાપર In face (ઈન ફેસ)
હસે છે laughs (લાફસ)
દરેક every body (એવરીબોડી)
મશ્કરી trifle (ટ્રાઇફલ)
મશ્કરી કરે છે is trifling (ઇઝ ટ્રાઈફલીંગ)
નજરથી by sight (બાઈસાઇટ)
રાજા King (કીંગ)
સુખી happy 'હેપી)
ઓળખાણ acquaintance (એકવેનટન્સ)

કોઇએ તમને છેતર્યા છે. Some one has cheated you (સમ વન હેઝ ચીટેડ યુ)

તમે તે માનો છો? Do you believe it? (ડુ યુ બીલીવ ઇટ?)

તે માનતા ના Don't believe that (ડોન્ટ બીલીવ ધેટ)

તેણે જે કહ્યું તે માનતા ના Do not believe what he said (ડુ નોટ બીલીવ હવોટ હી સેઇડ)

હું તે નથી માનતો. I do not believe it (આઇ ડુ નૉટ બીલીવ ઇટ)

મેં તે માન્યું નહીં I did not believe it (આઇ ડિડ નૉટ બીલીવ ઇટ)

હું તમારૂં માનું છું. I believe you (આઇ બીલીવ યુ)

તે સાચું છે. It is the truth [ઇટ ઇઝ ધી ટ્રુથ]

મને તેની ખાતરી છે. I am sure of it (આઇ એમ સ્યુઅર ઑફ ઇટ)

તમને તે વીશે ખાતરી છે? Are you sure of it? (આર યુ સ્યુઅર ઑફ ઇટ?)

તમને સંતોષ છે કે નહી? Are you satisfied or not? (આર યુ સૅટીસફાઇડ ઑર નૉટ?)

તે મશ્કરી કરે છે. He is joking (હી ઇઝ જોકીંગ)

તમે મકરી કરો છો. You are joking (યુ આર જોકીંગ)

પરમેશ્વરની ખાતર. For God's sake (ફૉર ગૉડઝ સેક)

મારી મશ્કરી ના કરો. Don't trifle with me (ડોન્ટ ટ્રાઇફલ ઉવીથ મી)

હું તેની સાથે મશ્કરી નથી કરતો I am not trifling with him (આઇ એમ નૉટ ટ્રાઇફલીંગ ઉવીથ હીમ)

હું તેના તરફ હસું છું. I laugh at it (આઇ લાફ ઍટ ઇટ)

તમે તેપર હસો છો? Do you laugh at it? (ડુ યુ લાફ ઍટ ઇટ?)

તેઓ શાપરે હસે છે? What do they laugh at? (ઉવૉટ ડુ ધે લાફ ઍટ?

અમે તેના સામું હસ્યા. We laughed in his face ( ઉવી લાફ્ડ ઇન હીઝ ફેસ )

તમે અમને હસ્યા કે ? Did you laugh at us ? ( ડીડ યુ લાફ એટ અસ ? )

અમે તમને નથી હસ્યા. We have not laughed at you ( ઉવી હેવ નૉટ લાફ્ડ એટ યુ )

અમે કદી તમને હસતા નથી. We never laugh at you ( ઉવી નેવર લાફ ઍટ યુ )

તે દરેક જણ તરફ હસે છે. He laughs at every body ( હી લાફ્સ એટ એવરી બૉડી ]

હું તમારી મશ્કરી કરતો હતો. I was making a fun of you ? ( આઇ ઉવૉઝ મેકીંગ આ ફન ઓફ યુ )

તમે તે માણસને ઓળખો છો કે Do you know that man ? ( ડુ યુ નો ધૅટ મૅન ?)

હા, હું એને ઓળખું છું. Yes, I know him ( યસ, આઈ નો હીમ )

તમે તે બાયડીને ઓળખો છો ? Do you know that woman? ( ડુ યુ નો ધૅટ વુમન ? )

હું તેને નજરથી ઓળખું છુ. I know her by sight [આઇ નો હર બાય સાઇટ ]

હું તેને સારી રીતે ઓળખું છું. I know him very well ( આઇ નો હીમ વૅરી ઉવૅલ )

તમને તેની સાથે ઓળખાણ છે ? Are you acquainted with him ? ( આર યુ એકવેનટેડ ઉવીથ હીમ ?)

મને તેની સાથે ઓળખાણ નથી. I am not acquainted with him (આઈ એમ નૉટ ઍક્વેનટેડ ઉવીથ હીમ)

આ ગ્રહસ્થ કોણ છે? Who is this gentleman ? (હુ ઇઝ ધિસ જેનટલમૅન ?)

અમે તમને ઓળખતા નથી. We do not know you (ઉવી ડુ નૉટ નો યુ)

તમે અહિયાં કોને ઓળખો છો? Whom do you know here ? (હુમ ડુ યુ નો હીયર ?)

તમે મીસ્તર એલ. ને ઓળખો છો? Do you know Mr. L ? (ડુ યુ નો મીસ્ટર એલ ? )

હા, સાહેબ, હું તેને ઓળખું છું. Yes sir, I know him (યસ સર, આઇ નો હીમ )

ઘણાં વરસ થયાં હું તેને ઓળખું છું. I know him for many years (આઇ નો હીમ ફૉર મૅની ઇયર્સ )

તે માણુસ કેવો પૈસાદાર છે? How rich is that man ? ( હાઉ રીચ ઇઝ ધૅટ મેન ?)

તેઓ કેટલા બધા સુખી છે? How happy they are ? ( હાઉ હૅપી ધે આર ? )

તમે એક રાજાની માફક રહો છો. You live like a king (યુ લીવ લાઇક આ કીંગ )

આ બાયડી બહુજ જાડી છે. This woman is very fat ( ધિસ વુમન ઇઝ વૅરી ફૅટ)

તે છોડી ડાહી છે. That girl is wise (ધૅટ ગર્લ ઇઝ ઉવાઇઝ]

## વાંચન પાઠ ૩૭ મો.

| | |
|---|---|
| નક્કી positively (પૉઝીટીવલી) | રજા આપવી permit (પરમીટ) |
| ઉતાવળ haste (હેસ્ટ) | અઠવાડિયું week (ઉવીક) |
| ત્યાં thither (ધીધર) | આવી પોહોંચવું arrive(એરાઇવ) |
| અગત, જરૂર need (નીડ) | કારણ કે because (બીકૉઝ) |
| મદદ help (હેલ્પ) | મારૂં mine (માઇન) |
| મીત્ર friend (ફ્રેન્ડ) | બીજું else (ઍલ્સ) |
| મુકવું put (પુટ) | હમેશાં always (ઑલઉવેઝ) |
| ના પાડવું refuse (રીફ્યુઝ) | વધારે સારૂ better (બૅટર) |
| ખુશીથી willingly (વીલીંગલી) | ગરીબ poor (પુઅર) |
| વકીલ solicitor (સોલીસીટર) | કુળ, વકીલનું ગરાક client (કલાયન્ટ) |
| હાજર present (પ્રેઝન્ટ) | થવું become (બીકમ) |
| દંડ થવો to be fined (ટુ બી ફાઇન્ડ) | |

જો તમે કહો તો હું જાઉં. If you tell me I will go (ઇફ યુ ટેલ મી આઇ ઉવીલ ગો)

હું જલદી પાછો આવીશ. I will return soon (આઇ વીલ રીટર્ન સન)

તમે કયાંય જવા માગો છો ? Where Do you wish to go ? (વ્હેર ડુ યુ ઉવીશ ટુ ગો ?)

મારે કયાંય જવું છે. I wish to go somewhere (આઇ ઉવીશ ટુ ગો સમઉવ્હેર)

હું કયાંય જવા માંગતો નથી. I do not wish to go anywhere (આઇ ડુ નૉટ ઉવીશ ટુ ગો એનીઉવ્હેર)

અમે કાલે જઇશું. we will go to-morrow (ઉવી ઉવીલ ગો ટુ-મૉરો)

હું નહી આવું I will not come (આઇ ઉવીલ નોટ કમ)

તમે ત્યાં ક્યારે જાઓ છો ? When do you go there? (ઉવ્હેન ડુ યુ ગો ધેર ?)

હું ત્યાં રોજ સવારના જાઉં છું. I go there every morning (આઈ ગો ધેર એવરી મોરનીંગ)

તે રોજ સહવારે આવે છે. He comes every morning (હી કમ્ઝ એવરી મોર્નિંગ)

ત્યાં હું પોતે ખચીત જઇશ. I myself will positively go there (આઈ માઇસેલ્ફ ઉવીલ પૉઝીટીવલી ગો ધેર)

હું તમને જવાની રજા આપું છું. I permit you to go (આઇ પરમીટ યુ ટુ ગો)

ઉતાવળ કરો અને જલદી પાછા આવો. Make haste and come back soon (મેક હેસ્ટ એન્ડ કમ બેક સુન)

હું ત્યાં જઇ શકતો નથી. I can not go thither (આઇ કેન નોટ ગો ધીધર)

હું બે અઠવાડિયામાં આવીશ. I will come in two weeks (આઈ ઉવીલ કમ ઇન ટુ ઉવીક્સ)

હું એક અઠવાડિયામાં આવી પહોંચીશ. I will arrive in a week (આઇ ઉવીલ એરાઇવ ઇન આ ઉવીક)

મારે જવાની અગત નથી. There is no need of my going (ધેર ઇઝ નો નીડ ઓફ માઈ ગોઇંગ)

તે માણુસ શા માટે નાશી ગયો ? Why did that man run away ? (વ્હાય ડિડ ધેટ મેન રન અવે ?)

તે નાશી ગયો કારણ કે તે બીધો. He ran away because he was afraid ( હી રેન અવે બીકૉઝ હી ઉવૉઝ આફ્રેડ )

જ્યારે તે ત્યાં હતો ત્યારે હું ત્યાં નહોતો. I was not there when he was ( આઇ ઉવૉઝ નોટ ધેર ઉવ્હેન હી ઉવોઝ)

તમે તેને મદદ કરશો ? Will you help him ? (ઉવીલ યુ હેલ્પ હીમ ?)

હું તમને મદદ કરીશ. I will help you (આઈ ઉવીલ હેલ્પ યુ)

આ મને આપો. Give this to me ( ગીવ ધિસ ટુ મી)

આ મારૂ નથી. This is not mine (ધીસ ઇઝ નોટ માઇન)

મારા મીત્રનું છે. It is my friend's (ઇટ ઇઝ માય ફ્રેન્ડઝ)

મારી પાસે બીજું નથી. I have nothing else (આઇ હેવ નથીંગ એલ્સ)

તે લઇ જાઓ Take it away (ટેક ઇટ અવે)

તે હું કયાં મુકું ? Where shall I put it ? ( ઉવ્હેર શૅલ આઇ પુટ ઇટ ?)

તે તેને આપો. Give it to him (ગીવ ઇટ ટુ હીમ)

આ ચોપડી તેણીને આપો. Give her this book :(ગીવ હર ધીસ બુક )

તમે હમેશાં એમ કહો છો. You always say so ( યુ ઑલ ઉવેઝ સે સો)

મેં કદી ના નથી પાડી. I have never refused ( આઇ હેવ નેવર રીફ્યુઝ્ડ)

તમે એને પુછી જુઓ તો ઠીક. You had better ask him (યુ હૅડ બૅટર આસ્ક હીમ)

તમે ત્યાં આવશો કે? Will you come there? (ઉવીલ યુ કમ ધેર?)

ઘણી ખુશીથી પણ ક્યારે? Very willingly, but when? (વેરી વીલીંગલી, બટ ઉવ્હેન?)

આ માણસ ગરીબ છે? Is this man poor? (ઇઝ ધિસ મૅન પૂઅર?)

હું ઘણો દીલગીર છું. I am very sorry (આઈ એમ વેરી સૅારી)

દલગીર થતા નહી. Don't be sorry (ડોન્ટ બી સૅારી)

તમારો વકીલ કોણ છે? Who is your solicitor? (હુ ઇઝ યોર સોલીસીટર?)

તમારો ઘરાક હાજર છે? Is your client present? (ઇઝ યોર કલાયન્ટ પ્રેઝન્ટ?)

તેનું શું થયું? What became of him? (ઉવૉટ બીકેમ ઓફ હીમ?)

તેનો દસ રૂપીઆ દંડ થયો. He was fined ten rupees (હી ઉવૉઝ ફાઇન્ડ ટેન રૂપિઝ)

તેને જામીન ઉપર છોડવામાં આવ્યો. He was bailed (હી ઉવૉઝ બેલ્ડ)

## વાંચન પાઠ ૩૮ મો.

જોયું, જોયેલું seen (સીન)
સુચના, ચેતવણી hint (હીન્ટ)
વીષે about (એબાઉટ)
ખોટી થયો waited (ઉવેટેડ)
બજાર market (મારકેટ)
ગુસ્સે angry (ઍનગ્રી)
કામ task (ટાસ્ક)
એવો, એવી, એવું such (સચ)
પુરૂ કરવું finish (ફીનીશ)
ઠપકો આપવો blame (બ્લેમ)
લખું છું am writing (એમ રાઇટીંગ)
ભાઈ brother (બ્રધર)
દરેક જણ every body (ઍવરી બૉડી)
પૈસા money (મની)
લીધા છે taken (ટેકન)
રડે છે crying (ક્રાઇંગ)
કાંઇ something (સમથીંગ)
ખાવાને to eat (ટુ ઇટ)
દેવું owe (ઓ)
બોલ word (ઉવર્ડ)
નસીબવાન fortunate (ફૅારચ્યુનેટ)
તપાસ કરવી Inquire (ઇનક્વાયર)
તે વીશે about it (એબાઉટ ઇટ)
ફરીથી again (અગેન)
શીવાય, વીના without (ઉવીધાઉટ)

તેને ઘણું કામ હતું. He had much work to do (હી હેડ મચ ઉવર્ક ટુ ડુ)

તે હું કેમ જાણું ? How can I know it ? (હાઉ કૅન આઇ નો ઇટ ?)

તમે તેનું ઘર જોયું છે ? Have you seen his house ? (હૅવ યુ સીન હીઝ હાઉસ ?)

એ વીશે તેને સુચના આપજો. Give him a hint about that (ગીવ હીમ આ હીન્ટ એબાઉટ ધૅટ)

ઘરમાં કોઇ હતું નહીં. There was none in the house
(ધેર ઉવૉઝ નન ઇન ધી હાઉસ)

હું તમારે સારૂ એક કલાક ખોટી થયો. I waited for you an hour (આઇ ઉવેટેડ ફૉર યુ એન અવર)

તે બજારમાં ગયો હતો. He had gone to the market
(હી હૅડ ગૉન ટુ ધી મારકેટ)

તમે ત્યાં કેટલે વાગતે આવ્યા હતા? At what time did you come there? (ઍટ ઉવૉટ ટાઇમ ડીડ યુ કમ ધેર?)

આજે સવારે સાત વાગતે To-day at 7 A. M. (ટુ ડે ઍટ સેવન એ. એમ.)

તે ઘણો ગુસ્સે થયો. He became very angry (હી બીકેઇમ વેરી ઍનગ્રી)

તે તમારી સાથે ગુસ્સે છે. He is angry with you [હી ઇઝ ઍનગ્રી ઉવીથ યુ)

દરેક જણ તે જાણે છે. Everybody knows that (એવરી બૉડી નોઝ ધૅટ)

મારા પૈસા ક્યાં છે? Where is my money? (ઉવ્હેર ઇઝ માઇ મની?)

તમે તમારા પૈસા લીધા છે? Have you taken your money? (હેવ યુ ટેકન યોર મની?)

તે શા સારૂ રડે છે? What is she crying for (ઉવૉટ ઇઝ શી ક્રાઇંગ ફૉર?)

તે માણુસ ભુખ્યો છે ? Is the man hungry ? (ઇઝ ધી મેન હંગ્રી ?)

તેને થોડું ખાવાનું આપો. Give him something to eat (ગીવ હીમ સમથીંગ ટુ ઇટ)

તે થોડા પૈસા માંગે છે. He asks for some money (હી આસ્કસ ફોર સમ મની)

મારે તેનું શું દેવું છે ? What do I owe him ? (ઉવૅાટ ડુ આઇ ઓ હીમ ?)

સોમવાર સુધી થોભો. Wait till Monday (ઉવૅટ ટીલ મનડે)

તે પોતાના બોલનો માણુસ છે. He is a man of his word (હી ઇઝ આ મૅન ઓફ હીઝ ઉવર્ડ)

તમે નસીબવાન છો. You are fortunate (યુ આર ફોરચ્યુનેટ)

હું મારા ભાઇને કાગળ લખું છું, I am writing a letter to my brother (આઇ એમ રાઇટીંગ આ લેટર ટુ માઇ બ્રધર)

તે એક નીમકહલાલ માણુસ છે. He is a faithful man (હી ઇઝ આ ફેથફુલ મૅન)

મેં એવો માણુસ કદી જોયો નથી. I never saw such a man before (આઇ નેવર સૉ સચ આ મેન બીફોર)

તમને કંઇ કામ કરવાનું નથી ? Have you nothing to do? (હેવ યુ નથીંગ ટુ ડુ ?)

તમે તમારૂં કામ કીધું કે ? Have you done your task ? (હૅવ યુ ડન યોર ટાસ્ક ?)

તમે તે કયારે પુરૂં કરશો ? When will you finish it ? (ઉવ્હેન ઉવીલ યુ ફીનીશ ઇટ ?)

તમે તેને શું કામ ઠપકો આપો છો? Why do you blame him? (ઉવાય ડુ યુ બ્લેમ હીમ?)

હું તમારી ઉપર ભરૂસો રાખું છું. I rely upon you (આઇ રીલાઇ અપોન યુ)

તે હું ઘણી ખુશીથી કરીશ. I shall do it very willingly (આઇ શેલ ડુ ઇટ વેરી વીલીંગલી)

જઇને તેની તપાસ કરો. Go and inquire of it (ગો એન્ડ ઇનક્વાયર ઓફ ઇટ)

તમે તે વીશે તપાસ કરશો? Will you inquire about it? (ઉવીલ યુ ઇનક્વાયર એબાઉટ ઇટ?)

હા, તે વીશે હું તપાસ કરીશ. Yes, I will inquire about it (યસ, આઇ ઉવીલ ઇનકવાયર એબાઉટ ઇટ)

હું તમારા વગર ત્યાં જઇશ નહીં. I will not go there without you (આઇ ઉવીલ નૉટ ગો ધેર ઉવીધાઉટ યુ)

---

## વાંચન પાઠ ૩૯ મો.

અર્થ વગરની nonsense (નોનસેન્સ)

કામ business (બીઝનેસ)

ઉંધું ચતું સમજવું humbug (હમ્બગ)

દરેકને everyone (એવરી વન)

માનવું believe (બીલીવ)

એકમત થવું agree (ઍગ્રી]

યાદ રાખવું remember (રીમેમ્બર)

પુરતું enough (ઇનફ)

ખરીદવું buy (બાઇ)

લાકડી stick (સ્ટીક)

દહાડા days (ડેઝ)

ઉધું વાળવું upset (અપસૅટ)
કામ affairs [અફેર્સ )
પગે on foot (ઓન ફુટ)
ગાડી carriage (કૅરેજ)
ઘોડાવાલો coachman (કોચમેન)
આવી પહોંચવું arrive (એરાઇવ)
મેહેરબાની favour (ફેવર)
બાબત matter (મૅટર)
પછવાડે આવતાં following (ફૅલોઇંગ)
જણાવવું Inform (ઇનફૅાર્મ)
સંદેશો message [મેસેજ]
મેહેનત trouble (ટ્રબલ)
મોટું great (ગ્રેટ)
દયા kindness (કાઇન્ડનેસ)
ગેરહાજર absent (ઍબસન્ટ)

તમે વેહેલા આવો છો કે નહીં? Are you coming early or not? [આર યુ કમીંગ અર્લી ઓર નૅાટ?)

તે કામપર આવ્યો છે. He has come on business (હી હૅઝ કમ ઓન બીઝનેસ)

તમે કેવી અર્થ વગરની વાત કરો છો? What nonsense you talk? (ઉવૅાટ નૅાનસન્સ યુ ટોક?)

તમે મને ઉધુંચતુ સમજાવો છો. You humbug me (યુ હમ્બગ મી)

તે જે કહે છે તે હું માનતો નથી, I don't believe in what he says (આઇ ડોન્ટ બીલીવ ઇન ઉવૅાટ હી સેઝ)

તમે તેનું બધું ઉધું વાળ્યું છે. You have upset all his affairs (યુ હૅવ અપસૅટ ઓલ હીઝ અફેર્શ)

તેઓએ શું કહ્યું? What did they say? (ઉવૅાટ ડીડ ધે સે?)

તેઓએ કાંઇ કહ્યું નહીં. They said nothing (ધે સેડ નથીંગ)

હું તેને આ મોકલીશ. I will send this to him [આઇ

ઉવીલ સેન્ડ ધીસ ટુ હીમ)

તમે તેને ક્યારે મોકલશો? When will you send it to him? (ઉવ્હેન ઉવીલ યુ સેન્ડ ઇટ ટુ હીમ?)

હું તેને તે કાલે મોકલીશ. I will send it to him to-morrow (આઇ ઉવીલ શેન્ડ ઇટ ટુ હીમ ટુમૉરો)

હું બજારમાં જાઉં છું. I am going to the market (આઇ એમ ગોઇંગ ટુ ધી મારકેટ)

તેને સારૂ એક લાકડી લાવજે. Buy him a stick (બાઇ હીમ આ સ્ટીક)

તેની પાસે પુરતા પૈસા નથી, He has not enough money (હી હૅઝ નૉટ ઇનફ મની)

મેં તને થોડા દહાડા ઉપર જોયો હતો. I saw him somedays ago (આઇ સૉ હીમ સમ ડેઝ એગો)

કાલે તમે ત્યાં જશો કે? Will you go there to-morrow? (ઉવીલ યુ ગો ધેર ટુ મોરો?)

તેઓ ક્યાં છે? Where are they? (ઉવ્હેર આર ધે?)

તેઓ આપણી પછવાડે ચાલતા હતા. They were following us (ધે ઉવૅર ફૉલોઇંગ અસ)

હું તેની સાથે આવ્યો છું. I have come with him (આઇ હૅવ કમ ઉવીથ હીમ)

તમે ગાડીમાં આવ્યા કે? Did you came in the carriage? (ડીડ યુ કમ ઇન ધી કૅરેજ?)

નહીં, હું ચાલતો આવ્યો. No, I came on foot (નો, આઇ કેમ ઑન ફુટ)

તમારો ઘોડાવાલો ક્યાં છે ? Where is your coachman ?
(ઉવ્હેર ઇઝ યોર કોચમેન ?)

ગાડી આવી છે કે ? Has the carriage arrived ? (હૅઝ ધી કેરેજ અરાઇવ્ડ ?)

ગાડી હજુ આવી નથી, સાહેબ. The carriage has not yet arrived, sir (ધી કેરેજ હૅઝ નોટ યટ અરાઇવ્ડ, સર)

મારા ઉપર એટલી મેહેરબાની કરો. Do me this favour
(ડુ મી ધિસ ફેવર)

મારી તે કરવાની મરજી નથી. I do not wish to do it
(આઇ ડુ નૉટ ઉવીશ ટુ ડુ ઇટ)

તમારી મરજી માફક કરો. Do as you like (ડુ ઍઝ યુ લાઇક)

હું તેની સાથે એકમત થતો નથી. I do not agree with him (આઇ ડુ નૉટ એગ્રી ઉવીથ હીમ)

હું તમારી સાથે એકમત થાઉં છું. I agree with you (આઇ એગ્રી ઉવીથ યુ)

તે વીશે મને જણાવજો. Inform me of it (ઇનફોર્મ મી ઓફ ઇટ)

હું તેમને જણાવીશ. I will let them know (આઇ વીલ લૅટ ધેમ નો)

હું તમને સંદેશો મોકલીશ. I will send you a message
(આઇ ઉવીલ સેન્ડ યુ આ મૅસેજ)

તેણે મને ઘણી હેરાનગતી આપી. He gave me much trouble
(હી ગેવ મી મચ ટ્રબલ)

તમે મારા ઉપર મોટી દયા કરી. You did me a great kindness (યુ ડીડ મી આ ગ્રેટ કાઇન્ડનૅસ )

હું દશ દીવસ ઉપર ગેરહાજર હતો. I was absent ten days ago (આઇ વોઝ એબસન્ટ ટેન ડેઝ એગો)

એમ કહેવું તે અર્થ વગરનું છે. It is nonsense to say so ( ઇટ ઇઝ નોનસેન્સ ટુ સે સો )

---

## વાંચન પાઠ ૪૦ મો.

ભાડે કરવી hire (હાયર)
સલાહ advice (એડવાઈસ)
ખાનગી private (પ્રાઇવેટ)
ચંદ્ર moon (મુન)
ઉઘાડવું open (ઓપન)
બારી window (વીન્ડો)
પવનવાળું windy (વીન્ડી)
લાગવું feel (ફીલ)
તોફાન storm (સ્ટોર્મ)
વરસાદ વરસે છે rains (રેઇન્સ)
વરસાદ પડે છે Is raining (ઇઝ રેઇનીંગ)
છત્રી umbrella (અમબ્રેલા )
વીચાર કરવો think over (થીન્ક ઓવર )
કાંઇ something (સમથીંગ)
જબરો heavily (હૅવીલી)
ટાઢ cold (કોલ્ડ)
ગઈ કાલે yesterday (યસ્ટરડે)
બંધ કરવું shut (શટ)
તાળું દેવું lock (લૅાક)
દરવાજો, બારણું door (ડોર)
વધારે લાંબુ longer (લૅાંગર)
હવા, રૂતુ weather (વેધર)
સારી fine (ફાઇન)
ગરમી warm (વોર્મ )

ચાલો આપણે ગાડીમાં જઇએ. Let us go in a carriage ( લૅટ અસ ગો ઇન આ કૅરેજ )

એક ગાડી જલદી મંગાવો. Send for a carriage soon
(સેન્ડ ફોર આ કૅરેજ સુન)

હું એક ગાડી ભાડે કરવા માગું છું. I wish to hire one carriage (આઇ ઉવીશ ટુ હાયર વન કૅરેજ)

તમે અહીંઆં શું કામ આવ્યા છો? Why have you come here? (વ્હાય હૅવ યુ કમ હીઅર?)

તમારે મને કાંઇ કહેવું છે? Have you anything to tell me? (હૅવ યુ એનીથીંગ ટુ ટેલ મી?)

તમે મારી સાથે વાત કરવા માગો છો? Do you wish to talk with me? (ડુ યુ ઉવીશ ટુ ટૅાક વીથ મી?)

હા, હું તમને કાંઇ કહેવા માગું છું. Yes, I wish to tell you something (યસ, આઇ ઉવીશ ટુ ટૅલ યુ સમથીંગ)

તે ખાનગી છે. It is private (ઇટ ઇઝ પ્રાઇવેટ)

તમારી સલાહ શું છે? What is your advice? (ઉૅાટ ઇઝ યૉર એડવાઇસ?)

તમે તે વીશે શું ધારો છો? What do you think about it? (ઉૅાટ ડુ યુ થીન્ક એબાઉટ ઇટ?)

તમારે શું કરવું છે? What have you to do? (ઉૅાટ હૅવ યુ ટુ ડુ?)

હું કાંઇ કરી સકતો નથી. I can do nothing (આઇ કૅન ડુ નથીંગ)

શું કરવું તે હું જાણુતો નથી. I do not know what to do (આઇ ડુ નોટ નો ઉવૅાટ ટુ ડુ)

તમે તે વીશે વીચાર કરજો. You think over it ( યુ થીંક
ઓવર ઇટ )
હું ધારૂં છું કે એમ કરવું.ઠીક પડશે. I think it best to do
( આઈ થીંક ઇટ બૅસ્ટ ટુ ડુ )
બારી ઉઘાડો Open the window ( ઓપન ધી વીન્ડો )
હમેશ ઉઘાડી રાખો. Keep it always open [કીપ ઇટ ઓલવેઝ
ઓપન )
બારણું એકદમ બંધ કરો ? Shut the door at once ?
(શટ ધી ડૉર એટ વન્સ?)
તમે બારણું બંધ કીધું કે ? Did you shut the door ?
( ડીડ યુ શટ ધી ડૉર ? )
બારણાંને તાળું દો. Lock the door ( લૉક ધી ડોર )
દહાડા લાંબા થતા જાય છે. The days are becoming
longer (ધી ડેઝ આર બીકમીંગ લૅાંગર )
આજે રૂતુ કેવી છે ? How is the weather to day ?
( હાઊ ઇઝ ધી વેધર ટુ ડે ? )
સારી નથી. It is not fine (ઈટ ઇઝ નૅાટ ફાઇન)
આજે બહુ ગરમી છે. It is very warm to day (ઈટ ઇઝ
વૅરી વૅાર્મ ટુ ડે)
કાલે ઘણી ટાઢ હતી. It was very cold yesterday ( ઇટ
વૅાઝ વૅરી કોલ્ડ યસ્ટરડે )
આજે ઘણો પવન ફુંકે છે. It is windy to-day ( ઇટ ઇઝ
વીન્ડી ટુ ડે )

આજે ઘણી ઠંડી છે. It is very cold to-day (ઇટ ઇઝ વૅરી કોલ્ડ ટુ ડે)

તમને ઠંડી લાગે છે? Do you feel cold? (ડુ યુ ફીલ કોલ્ડ)

તે કેવું મોટું તોફાન છે! What a great storm it is! (ઉવૉટ આ ગ્રેટ સ્ટૉર્મ ઇટ ઇઝ!)

વરસાદ આવે છે. It rains (ઇટ રેન્સ)

શું વરસાદ આવે છે? Is it raining? (ઇઝ ઇટ રેઇનીંગ?)

છત્રી ઉઘાડો. Open the umbrella (ઓપન ધી અમબ્રેલા)

જબરો વરસાદ આવે છે. It rains very heavily (ઇટ રેઇન્સ વૅરી હૅવીલી)

ચાલો આપણે ત્યાં ઉભા રહીએ. Let us stop there (લૅટ અસ સ્ટૉપ ધેર)

હા, ચાલો. Yes, go on (યસ, ગો ઑન)

વરસાદ જલદી રહી જશે. The rain will soon stop (ધી રેઇન ઉવીલ સુન સ્ટૉપ)

ચંદ્ર કરતાં સુર્ય મોટો છે. The sun is larger than the moon (ધી સન ઇઝ લાર્જર ધેન ધી મુન)

---

## વાંચન પાઠ ૪૧ મો.

| | |
|---|---|
| પાસે છે has, have (હૅવ) | ખવરાવવું feed (ફીડ) |
| પગ feet (ફીટ) | માથું head (હેડ) |
| પડ્યો fell (ફૅલ) | માણસ—આદમી fellow (ફૅલો) |
| અંતઃકરણ heart (હાર્ટ) | લાગ્યું felt (ફૅલ્ટ) |

સ્વર્ગ heaven (હેવન
વાડ hedge (હેજ)
રૂઆવું heel (હીલ)
પકડી લીધું held (હેલ્ડ)
મદદ help (હેલ્પ)
બદન jacket (જૅકેટ)
બ્હીવું fear (ફીઅર)
થોડા few (ફ્યુ)
ખેતર field (ફીલ્ડ)
ઘાતકી fierce (ફીઅર્સ)
સૈકા century (સેન્ચ્યુરિ)
કુમળું tender (ટેન્ડર)
માં, થઇને through (થ્રુ)
કુરકુરીયું puppy (પપી)

અલેકઝાંડર તેના સૈકાનો મોટામાં મોટો પુરૂષ હતો. Alexander was the greatest man of his century (એલેકઝાંડર વૉઝ ધિ ગ્રેટેસ્ટ મેન ઓફ હિઝ સેન્ચ્યુરી)

આ ઘોડો કલાકમાં ૬ માઇલ દોડયો. This horse ran six miles in an hour (ધિસ હોર્સ રેન સીક્સ માઇલ્સ ઇન એન અવર)

મહાન પુરૂષોને પુજો ને મોટાને માન આપો. Worship the great men and respect the elders (વરશીપ ધિ ગ્રેટ મેન એન્ડ રિસ્પેક્ટ ધિ એલ્ડર્સ)

મેં સાંજે પુષ્કળ ખોરાક લીધો. I took enough food in the evening (આઇ ટુક ઈનફ ફુડ ઈન ધી ઈવિનીંગ)

તે મને બક્ષીસ તરીકે આપો. Give me that as a present (ગીવ મી ધૅટ એઝ આ પ્રેઝન્ટ)

સ્ત્રીઓનાં હૃદય કોમળ હોય છે. The hearts of women are tender (ધી હાર્ટસ ઓફ ઉવીમેન આર ટેન્ડર)

તમારૂં રામાયણ ક્યાં છે? Where is your Ramayan?

( વ્હેર ઇઝ યૉર રામાયણ ?)

તે છોકરો ખેતરમાં થઇને બગીચામાં દોડી ગયો. The boy ran away through the field into the garden (ધી બૉય રેન આવે થ્રુ ધ ફિલ્ડ ઇન્ટુ ધિ ગાર્ડન)

તે રાક્ષસનું નામ રાવણ હતું. The name of the giant was Ravan (ધિ નેમ ઓફ ધી જાયન્ટ વૉઝ રાવણ)

તે તોફાની છોકરાનું નામ ગધેડો પાડયું હતું. The naughty boy was named the ass ( ધી નૉટી બોય વોઝ નેઇમ્ડ ધી એસ )

---

## વાંચન પાઠ ૪૨ મો.

| | |
|---|---|
| ટેકરી hill (હિલ | ઉઘાડું open (ઓપન) |
| પોતાની મેળે himself (હિમ્શેલ્ફ) | હુકમ, નિયમ order (ઓરડર) |
| સાબર deer (ડીઅર) | બીજું other (અધર) |
| ઝાલવું hold (હોલ્ડ) | પુરૂં over (ઓવર) |
| કાણું hole (હોલ) | જોડ pair (પેર) |
| રાજા king (કિંગ) | મહેલ palace (પેલેસ) |
| ચપ્પુ knife (નાઇફ) | ફીકકો pale (પેલ) |
| જાણવું know (નો) | કાગળ paper (પેપર) |
| સ્ત્રી lady [લેડી) | વખાણવું, વખાણ praise (પ્રેઝ) |
| મુકયો laid [લેડ) | વિનંતી કરવી pray (પ્રે] |
| દેશ, જમીન land (લૅન્ડ] | હાજર present [પ્રેઝન્ટ) |
| સુંદર, નાજુક pretty [પ્રેટી] | આરસ marble (માર્બલ] |

શિકાર prey (પ્રે)
નીશાની કરવી, માર્ક mark (માર્ક)
પરણેલો married (મેરિડ)
શેઠ, મહેતાજી master [માસ્ટર]
મગરૂબ proud (પ્રાઉડ)
ખેંચવું pull (પુલ)
દોરડું rope (રોપ)
ગુલાબ rose (રોઝ)
ખડબચડું rough (રફ)
ગોળ round (રાઉન્ડ)
નુકશાનકારક Injurious (ઇન્જૂરિયસ
માઇલ mile (માઇલ)
દુધ milk (મિલ્ક)
ધ્યાન આપવું mind (માઇન્ડ)
મ્હારૂં mine (માઈન)
બરાબર proper (પ્રૅાપર)
રાંધવું cook (કુક)
ખુણો nook, corner (નુક, કૅાર્નર)
આવવું come (કમ)
લીધું took (ટુક)
જોવું look (લુક)
કાગડો rook (રૂક)
રાજકુમાર Prince (પ્રિન્સ)
કેદી prisoner (પ્રીઝનર)
વચન આપવું, વચન promise (પ્રોમીસ)
દીવાસળી match (મૅચ)
ખાણું meals (મીલ્સ)
હલકું, કહેવા માગવું mean (મીન)
માંસ meat (મીટ)
સંપૂર્ણ perfect (પરફેક્ટ)
છુટ liberty (લિબર્ટી)
કાયદો, કુંચી rule (રૂલ)
રહેવા દેવું, છોડવું, રજા leave (લીવ)
પાંદડાં leaves (લીવ્ઝ)
લંબાઇ length (લૅન્ગ્થ)
પાઠ lesson (લેસન)
પડી રહેવું, જુઠું બોલવું lie (લાઇ)
મચ્છર gnat (નૅટ)
શામાટે why (વ્હાય)
દીઠું saw (સૅા)
ચા tea (ટી)
લાવી આપો get (ગેટ)
મને ગરમી થાય છે I am hot (આઇ ઍમ હૅાટ)
સુંદર nice (નાઇસ)

| | |
|---|---|
| કહ્યુ said (સેઇડ) | ફક્ત, માત્ર only (ઓનલી) |
| તમારૂં your ( યૅાર ) | ઉદાસપણે sadly (સૅડલી) |
| ધસવું rush (રશ) | લટક્યું hung (હંગ) |
| જીંદગી life (લાઇફ) | ખાણું meal (મીલ) |
| આનંદી merry (મેરી) | ઊંદર mice (માઇસ) |
| શીખવું learn (લર્ન) | વચલું middle (મિડલ) |
| વિદ્વાન્ learned (લર્નેડ) | |

તે સાબર ટેકરી ઉપર દોડયું. The deer ran up the hill ( ધિ ડીઅર રૅન અપ ધિ હિલ )

અમારી પાસે એક ચપ્પુ છે. We have a knie ( વી હૅવ એ નાઈફ ) f

ત્યાં ઘણા આરસના પથ્થરો હતા There were many marbles (ધેર વેર મૅની માર્બલ્સ)

મારા શેઠ આ બાઇરીને પરણ્યા છે. My master has married this lady (માય માસ્ટર હૅઝ મૅરિડ ધિસ લેડી)

તમે કયારે તમારૂં ખાણું ખાસો? When will you take your meals? (વ્હેન વીલ યુ ટેક યોર મીલ્સ ?

માંસ ખોરાક તરીકે હેરાન કર્તી હોય છે. Flesh is injurious as food (ફ્લેશ ઇઝ ઇન્જુરીયસ ઍઝ ફુડ)

તે મહેલ સર્વેને ખુલ્લો છે પણ બાગ નથી. The palace is open to all but not the garden ( ધી પેલેસ ઇઝ ઓપન ટુ ઑાલ બટ નૅાટ ધી ગાર્ડન)

હું વિનતી કરૂં છું કે મને કેટલાક કાગળ આપો Pray, have me some papers (પ્રે, હૅવ મી સમ પેપર્સ)

તેનાં વખાણ સાંભળીને તે જોડલું હસ્યું. The pair laughed at his praise (ધિ પૅર લાફ્ટ ઍટ હીઝ પ્રેઇઝ)

મેં તે બહાદુર કેદીને સંપૂર્ણ છુટો મુકવાને વચન આપ્યું છે. I have promised the proud prisoner a perfect liberty (આઇ હેવ પ્રૅામિસ્ડ ધિ પ્રાઉડ પ્રિઝનર આ પરફેક્ટ લિબર્ટી)

તેણી મારે ગળે વળગી પડી. She hung round my neck (શી હંગ રાઉન્ડ માય નેક)

આ પાઠની લંબાઇ બરોબર નથી. The length of this lesson is not proper (ધિ લૅંગ્થ ઑફ ધિસ લેસન ઇઝ નોટ પ્રોપર)

તે ગુલાબનાં ફુલો તારાં છે. The roses are thine (ધી રોઝીઝ આર ધાઇન)

હું મારી ચોપડી લઇને ખુણામાં બેસું છુ. I sit in a nook with my book (આઇ સિટ ઇન આ નુક ઉવીથ માઇ બુક)

આ સુંદર ખુણો છે. This is a nice nook (ધીસ ઈઝ આ નાઇસ નુક)

એક કાગડો મારી તરફ જોવા આવ્યો છે. A rook has come to look at me (આ રૂક હૅઝ કમ ટુ લુક એટ મી)

મને પંખો લાવી આપ, મગન! મને બહુ તાપ લાગે છે. Get me a fan, Magan! I am so hot (ગેટ્ મી આ ફૅન, મગન! આઇ એમ સો હૅાટ)

તેને એક ચાહનો પ્યાલો લાવી આપો. (Get him a cup of tea (ગેટ હીમ આ કપ ઑફ ટી)

અરે મારા ચાહમાં એક માંખી છે. Oh, a fly is in my tea (ઓહ, આ ફ્લાઇ ઇઝ ઇન માય ટી)
હમણાં મારા પ્યાલા ઉપર એક મધમાખી છે. Now a bee is on my cup (નાઉ આ બી ઇઝ ઓન માય કપ)
મધમાખી ભાગી જા. Off you go, bee (ઓફ યુ ગો, બી)
મને ચાહનો એક પ્યાલો મેળવવા દો. Let me have a cup of tea (લેટ મી હૅવ આ કપ ઓફ ટી)
અરે મારા હાથમાં માખી છે. Oh a fly is in my hand (ઓહ આ ફ્લાય ઇઝ ઇન માય હૅન્ડ)

---

## વાંચન પાઠ ૪૩ મો.

| | |
|---|---|
| માઠું, ખોટું evil (ઇવીલ) | તૈયાર ready (રેડિ) |
| રજા આપવી Allow (અલૌ) | મરજી, ઇચ્છા desire (ડીઝાયર) |
| બંધ કરવું shut (શટ) | કચેરી court (કોર્ટ) |
| મીનીટ minute [મીનિટ) | ખમવું suffer (સફર) |
| ઉઘાડું open (ઓપન્) | પાછળ after (આફ્ટર) |
| ન્યાયાધીશ Judge (જજ) | ઘર house (હાઉસ) |
| લઢવું to fight (ટુ ફાઇટ) | એક દિવસે one day (વન ડે) |
| પરચુરણ change (ચેન્જ) | ભુખ્યો hungry (હંગ્રી) |
| રૂપીઓ rupee (રૂપી) | ચા tea (ટી) |
| છુટ્ટુ મુક્યું left (લેફ્ટ) | આંખ eye (આઇ) |
| લડવું fight (ફાઇટ) | વાડો fold (ફોલ્ડ) |
| ભરવું fill (ફિલ) | પાછળ આવવું follow (ફૉલો) |

ફાયદો, મેળવવું gain (ગેઇન)
રમત game (ગેઇમ)
વાડી garden (ગાર્ડન)
નમ્ર gentle (જેન્ટલ)
મેળવતું getting (ગૅટીંગ]
રાક્ષસ giant (જાયન્ટ)
જોઇએ must (મસ્ટ)
પૈસા સંબંધી money matter (મની મૅટર)
પસંદ કરવું choose (ચુઝ)
મારવું beat [(બિટ)
માણસ man (મૅન)
ઘાતકી wicked [(વીકેડ)
આવતીકાલે to-morrow(ટુ-મોરો)
બ્યાજબી just (જસ્ટ)
રાખવું keep (કીપ)
જાત-માયાળુ kind (કાઇન્ડ)
માયાળુપણું kindness (કાઇન્ડનેસ)
ખોવું lose (લુઝ)
મોટેથી loudly (લાઉડલી)
ચાહવું love (લવ)
રૂપાળું lovely લવ્લી)
મારીમેળે myself (માયસેલ્ફ)

શોખીલો fond (ફૉન્ડ)
ખોરાક food (ફુડ)
બેવકુફી ભરેલું foolish (ફુલીશ)
પગ, foot (ફુટ)
વન forest (ફોરેસ્ટ)
મશ્કરી joke (જોક)
ઉપરી superior (સુપરીઅર)
મંડળી society (સોસાએટી)
માળી gardener (ગાર્ડનર)
ફુલ flower (ફ્લાવર)
ઉદ્ધત Insolent (ઇન્સોલેન્ટ)
ચુંટવું pick up [પીક અપ)
વાંચવું read (રિડ)
મોકલવું send (સેન્ડ)
નામ name (નેમ)
નામનો named (નેમ્ડ)
તોફાની naughty (નૉટી)
પાસે near (નીઅર)
ગરદન neck (નેક)
જરૂર need (નીડ)
માળો nest (નેસ્ટ)
કદી નહી never (નેવર)
બીજું next (નેક્સ્ટ)

જે ખોટું કરશે તે દુઃખ ભોગવશે. He, who will do evil,
shall suffer, (હી, હુ વિલ ડુ ઇવીલ, શૅલ સફર)
હું તેને મારા ઘરમાં આવવા દઇશ. I will allow him to
come into my house (આઇ વીલ અલાઉ હીમ ટૂ
કમ ઇન્ટૂ માય હાઉસ )
મારે તમારી જોડે લઢવાની ઇચ્ચા છે. I desire to fight with
you ( આઇ ડીઝાયર ટૂ ફાઇટ ઉવિથ યુ )
આ રૂપીઆનું પરચુરણ લાવી આપો. Get me change for
this rupee (ગેટ મી ચેન્જ ફોર ધિસ રૂપિ )
હું ઘણો ભુખ્યો હતો. I was very hungry ( આઇ વૉઝ
વેરી હંગ્રી )
ચા તૈયાર છે ? Is tea ready ? (ઇઝ ટી રેડિ)
એક દિવસ તે ચોપડી વાંચતો હતો. One day he was
reading a book (વન ડે હી વોઝ રીડીંગ એ બુક)
બારણું બંધ કરો. Shut the door [ શટ ધ ડૉર )
હું એક મીનીટમાં આવી પહોંચીશ. I will arrive in a
minute (આઇ વીલ એરાઇવ ઇન એ મીનીટ )
તેણે બારણું ઉઘાડું મુકયું છે. He has left the door open
(હી હૅઝ લેફ્ટ ધ ડોર ઓપન્ )
વાણીઓ તેની પાછળ થયો. A Ban'a followed him ( એ
બનીયા ફૉલોડ હીમ )
તેણી તેને ઘરમાં લાવી છે. She has brought him into
the house (શી હૅઝ બ્રૉટ હીમ્ ઇન્ટુ ધ હાઉસ )

હું તમને વચન આપું છું કે હું કાલે તે મોકલીશ. I promise you that I shall send it to-morrow ( આઇ પ્રોમીસ, યુ ધૅટ આઇ શૅલ સેન્ડ ઇટ ટુ મોરો ) .

તેણે કહ્યું કે હું તે પરમ દહાડે લાવીશ. He said "I will bring it the day after to-morrow" (હી સેડ આઇ ઉવીલ બ્રીન્ગ ઇટ ધ ડે આફ્ટર ટુ મોરો )

સાહેબ હું વાંચું ! હા. May, I read, sir? yes ( મે આઇ રીડ સર? યસ )

માળી હું કેટલાક ફુલ ચુંટું ? ના. Gardener, may I pick up some flowers? No. ( ગાર્ડનર મે આઇ પીક અપ સમ ફ્લાવર્સ ? નો )

ઉદ્ધત થતા નહીં. Do not be insolent (ડુ નૉટ બી ઈન્સોલન્ટ)

તમે તમારી મંડળીમાં ઘાતકીને પસંદ કરતા નહીં. Do not choose the wicked in your society ( ડુ નૉટ ચુઝ ધ વિકેડ ઇન યોર સોસાઇટી )

આ ઉદ્ધત માણસને સજા કરતા નહિ. Don't punish this insolent man. ( ડોન્ટ પનીશ ધીસ ઇન્સોલન્ટ મૅન)

---

## વાંચન પાઠ ૪૪ મો.

| | |
|---|---|
| સાંભળ્યું, heard (હર્ડ) | સમાચાર news (ન્યુઝ) |
| વીંટી ring (રિંગ) | વાડી garden (ગાર્ડન) |
| બીન્યો feared (ફીઅર્ડ) | પ્રીતી favour (ફૅવર) |
| સારો good (ગુડ] | ઉજાણી feast (ફિસ્ટ) |

કહ્યું said (સેઇડ)
ઉપયોગી useful (યુઝફુલ)
નાશ કરવું destroy (ડીસ્ટ્રોય)
જુઠું untruth (અનટ્રુથ)
કાંઈ નહી nothing (નથીંગ)
જુઠું lie (લાઈ)
ભાઇ bro-ther (બ્રધર)
લોક persons (પરસન્સ)
પુછ્યું asked (આસ્કડ)
અંતઃકરણ heart (હાર્ટ)
ડાહ્યો wise (વાઇઝ)
હુશીયાર clever (ક્લેવર)
પસંદ કરવું choose (ચુઝ)
સોબત company (કંપની)
સારા well-known (વેલ નોન)
જીંદગી life (લાઇફ)

મેં આ સમાચાર મારા મિત્ર પાસેથી સાંભળ્યાં. I heard this news from my friend ( આઇ હર્ડ ધિસ ન્યુઝ ફ્રૉમ માય ફ્રેંડ )

હું મારા કાકા સાથે વાડીએ ગયો હતો. I went to the garden with my uncle ( આઇ વેન્ટ ટુ ધ ગાર્ડન વિથ માય અન્કલ )

મિત્ર મિત્રને ઉપયોગી છે. A friend is useful to a friend (ઍ ફ્રેંડ ઇઝ યુસફુલ ટુ એ ફ્રેન્ડ )

મેં મારા ઉપરીની પ્રીતી મેળવી. I received the favour of my superior ( આઇ રીસીવ્ડ ધ ફૅવર ઓફ માય સુપીરીયર )

મેં મારા મિત્રને મારી વિંટી આપી. I gave my ring to my friend (આઇ ગૅવ માય રીંગ ટુ માય ફ્રેન્ડ )

મેં મિત્રને પૈસા સંબંધી પુછ્યું. I asked the friend about the money matter (આઇ આસ્કડ ધ ફ્રેન્ડ એબાઉટ ધી મની મૅટર )

તેણે મારા મીત્રને બીવડાવ્યો. He made my friend fear ( હી મેઇડ માય ફ્રેન્ડ ફીઅર )

મેં મીત્રને કહ્યુ કે હું તમને ઉજાણી આપીશ. I said to the friend that I will give you a feast (આઇ સેઇડ ટુ ધ ફ્રેન્ડ ધૅટ આઇ વીલ ગીવ યુ એ ફીસ્ટ)

તમારા મિત્રના ભાઇનું નામ નાનાલાલ છે. ( The name of your friend's brother is Nanalal ( ધી નેઇમ ઑાફ યોર ફ્રેન્ડસ બ્રધર ઇઝ નાનાલાલ)

અરે દિલ! જો તું ડાહ્યો અને હુંશીયાર હોય તો સારા માણુસની સોબત પસંદ કરજે. O heart! If you are wise and clever, choose the company of well known persons ( ઓ હાર્ટ ! ઇફ યુ આર વાઇઝ એન્ડ ક્લેવર, ચુઝ ધ કંપની ઑાફ વેલ-નોન પરસન્સ)

તારી જીંદગીનો નાશ મુર્ખ માણસો કરે છે. The ignorant destory your life (ધી ઇગનોરંટ ડીસ્ટ્રોય યોર લાઈફ)

જુઠાણુ કરતાં બીજુ કાંઇ નથી. ( Nothing else is worse than untruth ( નથીંગ ઍલ્સ ઇઝ વર્સ ધૅન્ અનટ્રુથ. )

અરે! ભાઇ! કદી પણ જુઠું બોલતો નહી o'brother, never tell a lie. (ઓ બ્રધર! નેવર ટેલ એ લાઇ.

આ કેવી સુંદર ઝુપડી છે? What a fine cottage is this? ( હ્વોટ આ ફાઇન કૅાટેજ ઇઝ ધીસ?

## વાંચન ૪૫ પાઠ મો.

હીમત હારવી discourage (ડીસ્કરેજ)
ગરીબાઇ poverty (પૉવરટિ)
શરમાવવું ashame (એશેઇમ)
બુમ પાડવી to cry (ટુ ક્રાય)
વીનંતી prayer (પ્રેયર)
જુદા પડવું separate (સપરેટ)
ચાલુ રાખ keep up (કીપ અપ)
પકડયો caught (કૅટ)
ઉમ્મર old (ઓલ્ડ)
ફોડવું to let off (ટુ લૅટ ઓફ)
નીશાની sign (સાઇન)
ઝાડો motion (મૉસન)
બેચેન uneasy (અનઇઝી]
કેમ છે ? how are you ? (હાવ આર યુ ?)
પીડા distress (ડિસ્ટ્રેસ)
મીત્ર friends (ફ્રેન્ડઝ)
ગરીબ poor (પુઅર)
સાચાઇથી by way of truth (બાય વે ઑફ ટ્રુથ)
નમ્રતા humility (હ્યુમીલીટી)
વરસગાંઠ brith-day (બર્થ ડે)
જથ્થો quantity (કવૉન્ટીટી)
દારૂખાનું fire works (ફાયર વર્કસ)
માન honour (ઓનર)
તાવ fever (ફીવર)
લાગવું to feel (ફીલ)
દરરોજ every day (એવરીડે)
ઠીક, સુખી easy (ઇઝી)
વધારવું to add (ટુ એડ)

જો તું ગરીબ હોય તો દુઃખથી બીતો ના. If you are poor do not fear distress (ઇફ યુ આર પુઅર, ડુ નૉટ ફીઅર ડીસ્ટ્રેસ)

ડાહ્યો માણસ ગરીબાઇથી હીંમત હારતો નથી. A wise man is not discouraged of poverty (આ વાઈઝ મેન ઇઝ નોટ ડીસ્કરેજડ ઓફ પોવરટી.)

સત્યથી પ્રાર્થના ચાલુ રાખો. Keep up your prayer by way of truth (કીપ અપ યોર પ્રેયર બાય વે ઓફ ટ્રુથ.)

ભાઇબંધોથી છૂટા પડવું એ દીલગીરી ઉપજાવવા જેવું છે. It causes sorrow to separate from friends ( ઇટ કૉઝીઝ સૉરો ટુ સેપેરેટ ફ્રોમ ફ્રેન્ડઝ )

નમ્રતા તારા માનમાં વધારો કરશે. Humility will add to your honour (હ્યુમીલીટી વીલ એડ ટુ યૉર ઓનર)

મારી વરસગાંઠ આજ છે. My birthday is to day ( માય બર્થડે ઇઝ ટુ ડે )

હું જ્યારે આવું છું ત્યારે તે બહાર હોય છે. He is out when I come (હી ઇઝ આઉટ વ્હેન આઇ કમ )

મને તે ક્યારે મળશે ? When shall I see him at home? (વ્હેન શૅલ આઇ સી હીમ ઍટ હૉમ ?)

મેં તેને બહાર આવતાંજ પકડ્યો. I just caught him as he was coming out [આઇ જસ્ટ કૉટ હીમ એઝ હી વૉઝ કમીંગ આઉટ )

હલકી જાતના લોકો દારૂખાનું બહુ ફોડે છે. The lower caste let off a great quantity of fire-works. (ધ લોઅર કાસ્ટ લેટ ઑફ ઍ ગ્રેટ ક્વૉન્ટીટી ઑફ ફાયર વર્કસ)

કેમ મી. મણીલાલ, કેમ છો ? Well, Mr. Manilal, how are you ? (ઉવેલ, મિસ્ટર મણિલાલ, હાઉ આર યુ ?]

તમને તાવ કેવો છે ? What about your fever ? ( વ્હોટ એબાઉટ યૉર ફીવર ? )

મારૂ શરીર ઠીક લાગે છે. I feel very easy (આઇ ફીલ વેરિ ઇઝી)

હું આખો દીવસ બેચેન રહ્યો છું. I heve felt uneasy the whole day (આઇ હૅવ ફેલ્ટ અનઈઝી ધ હ્વૉલ ડે)

બીજી કાંઇ નીશાની તમે જોઇ શકો છો ? Can you see any other signs? (કૅન યુ સી એનિ અધર સાઇન્સ ?)

હા, મારૂ પેટ ઘણુંજ ભારે છે. Yes, I am very costive (યસ આઇ એમ વેરિ કૉસ્ટીવ)

દરરોજ ત્રણ ઝાડા તો થાય છે. I must have three motions every day (આઇ મસ્ટ હૅવ થ્રી મૉશન્સ એવરિ ડે)

---

## વાંચનપાઠ ૪૬ મો.

કામ પાઠ task (ટાસ્ક) | માયાળુ kind (કાઇન્ડ)

કલાક o'clock (ઑકલૉક) | પુરી pudding (પુડિંગ)

આપવું to give (ટુ ગિવ) | નિશાળ school (સ્કુલ)

દરરોજ every day (એવરિ ડે) | ચોપડી book (બુક)

પરમેશ્વર God (ગૉડ) | ગાય cow (કાઉ]

પાણી water (વૉટર) | ખોવું lose, miss [લુઝ મીસ]

પડયો fell (ફૅલ) | દોડયો ran (રૅન)

સીસાપેન pencil (પેનસિલ) | પાપ sin (સીન)

ઉઠવું to get up (ટુ ગૅટ અપ)

તે ગાયને થોડું ઘાસ આપો. Give the cow some grass (ગીવ ધ કાઉ સમ ગ્રાસ)

આ પુરી ઘણી સારી નથી. This pudding is not very good [ધિસ પુડિંગ ઇઝ નૉટ વેરી ગુડ)

તે કુવામાંથી પાણી લાવો. Get water from the well (ગેટ વાટર ફ્રોમ ધિ વૅલ)

તમારી પેટીમાં મને જોવા દો. Let me look at your box (લેટ મી લુક .એટ યૉર બૉકસ)

પરમેશ્વર સઘળા ઉપર દયાળુ છે. God is kind to all (ગૉડ ઇઝ કાઇન્ડ. ટુ ઓલ)

કેટલા વાગ્યા છે? What o'clock is it? (વ્હૉટ ઓકલૉક ઇઝ ઇટ ?)

આઠ વાગ્યા છે. It is eight o'clock (ઇટ ઇઝ એઇટ ઓકલૉક

દુકાને જવાનો વખત થયો છે. It is time to go to the shop (ઇટ ઇઝ ટાઇમ ટુ ગો ટુ ધી શોપ)

દરરોજ નિશાળે આવવું. Come to school every day (કમ ટુ સ્કુલ એવરિ ડે)

તમે તમારો પાઠ કર્યો છે? Have you done your task (હૅવ યુ ડન યૉર ટાસ્ક ?)

સઘળા માણસ ઉપર દયા રાખો. Be kind to all men (બી કાઇન્ડ ટુ ઓલ મૅન)

એક માણસ કુવામાં પડયો. A man fell into a well (એ મૅન ફેલ ઇન્ટુ આ ઉવેલ)

મને એક રબ્બર આપો. Give me one rubber (ગિવ મિ વન રબર)

શા વાસ્તે તમે મને પેનસીલ આપતા નથી? Why, do you not give me a pencil? (વ્હાય, ડુ યુ નૉટ ગીવ મી એ પેન્સીલ ?)

તેઓ પાંચ વાગે ઉઠે છે. They get up at five (ધે ગૅટ અપ એટ ફાઇવ)

તમે કેટલા વાગે ઉઠો છો? At what time do you get up? (એટ વ્હોટ ટાઇમ ડુ યુ ગેટ અપ?)
જો તેઓ મને સુવા જવાને કહેશે તો હું જઇશ. If they tell me to go to bed I will go (ઇફ ધે ટેલ મી ટુ ગો ટુ બેડ આઇ વિલ ગો) પાપ ખરાબ છે, મારા છોકરા. Sin is bad, my lad (સિન ઇઝ બેડ, માય લેડ) મેં તે વહાણ જોયું. I saw the ship (આઇ સો ધ શિપ)
તે રૂપીઓ ખોતા નહીં. Do not lose the rupee (ડુ નોટ લુઝ ધી રૂપી)
તે ખરાબ છોકરો પડયો. The bad boy fell (ધ બૅડ બૉય ફૅલ)
તે માણસ દુર દોડયો. The man ran far (ધ મૅન રૅન ફાર)
હા, તે દોડયો છે Yes, he has run (યસ, હી હૅઝ રન)

---

## વાંચન પાઠ ૪૭ મો.

છોડવું leave (લિવ)
આભાર માનવો thank, oblige (થેન્ક, ઓબ્લાઇજ]
ગોપાલ Gopal [ગોપાલ]
મણીભાઇ Manibhai (મણીભાઇ)
પછી after [આફટર]
કયાં લગી how long (હાઉ લોન્ગ)
નવઇ લાગવી wonder [વન્ડર]
ચોરી robbery (રૉબરી)
ઉઘાડવું open (ઓપન]
ટપાલમાં કાગળ નાંખવો post (પોસ્ટ)
ઉમેદવાર candidates [કૅન્ડીડેટસ)
બંધ કરવું to shut [શટ)
ખોવઇ ગઇ lost (લોસ્ટ)
મોતીલાલ Motilal (મોતીલાલ)

ભાણાભાઇ Bhanabhai (ભાણાભાઇ)
ઉઘાડું open (ઓપન)
ઉચ્ચાર pronunciation (પ્રોનનસીએસન)
ટોપી cap (કેપ)
મોડું late (લેઇટ)
ઉંચી ટોપી hat (હૅટ]
કેટલા how many (હાઉ મૅની)
બારણું door (ડૉર)

બારણું ઉઘાડું રહેવા દો. Leave the door open (લીવ ધ ડૉર ઓપન)

બારણું બંધ કરતા નહી. Don't shut the door after you [ડોન્ટ શટ ધ ડૉર આફ્ટર યુ)

આ શબ્દનો ઉચ્ચાર શો? What is the pronunciation of this word? (ઉવાટ ઇઝ ધ પ્રોનન્સીએસન ઓફ ધીસ વર્ડ ?)

મેં તમારી ચોપડી ખોઇ છે. I have lost your book (આઇ હૅવ લૉસ્ટ યૉર બુક)

કયારની ખોવાઇ ગઈ છે? How long has it been lost? [હાઉ લૉન્ગ હૅઝ ઇટ બીન લૉસ્ટ?]

તમે બહુ વાતોડા છો. You talk a great deal (યુ ટૉક એ ગ્રેટ ડીલ)

તમે કયાં ગયા હતા? Where had you been? [વ્હેર હૅડ યુ બીન?)

હું તમારો મોટો ઉપકાર માનું છું. I am greatly obliged to you (આઇ એમ ગ્રેટલી ઓબ્લાઇજ્ડ ટુ યુ)

કોણ જાણે લલ્લુ કયાં ગયો છે? I wonder where Laloo has gone? (આઇ વન્ડર ઉવ્હેર લલ્લુ હૅઝ ગૉન?]

તમને ખબર છે કે આ ઓરડી કોની છે? Do you know whose room is this? (ડુ યુ નો હુઝ રૂમ ઇઝ ધીસ?)

પરમ દહાડે અહીંઆં ચોરી થઇ હતી. A robbery was committed here the day before yesterday (એ રોબરી વોઝ કમીટેડ હીઅર ધ ડે બીફોર યસ્ટર્ડે)

થોડું પાણી લાવો. Bring some water (બ્રીંગ સમ વોટર)

ટપાલમાં આ કાગળ નાંખજો. Post this letter (પોસ્ટ ધીસ લેટર)

આ વરસ કેટલા ઉમેદવાર છે? How many candidates are there this year? (હાઉ મેની કેન્ડીડેઇટ્સ આર ધેર ધીસ ઇયર?)

મને મોડા સુધી બહાર રહેવું ગમે છે. I like to be out late [આઇ લાઇક ટુ બી આઉટ લેઇટ)

---

## વાંચન પાઠ ૪૮ મો.

વટેમાર્ગુ traveller (ટ્રાવેલર)

કેટલા વખતથી how long (હાઉ લૉન્ગ)

સેરડી sugar-canes (સ્યુગર-કેઇન્સ)

આખુ wholly (હોલ્લી)

નવ nine (નાઇન)

નાક nose (નોઝ)

કલાર્ક clerck (કલાર્ક)

ઉચકી જવું to take away (ટુ ટેઇક અવે)

અઘરૂ difficult (ડીફીકલ્ટ)

રાત night (નાઇટ)

હલાવવું shake (શેઇક)

ભવિષ્યકાળની નીશાની shall (શૅલ)

કાંઈ નહીં nothing (નથીંગ)
ક્યાંય નહીં nowhere (નો વ્હેર)
સંખ્યા number (નંબર)
એકવાર once (વન્સ)
થાળી plate (પ્લેઇટ)
રમવું, રમત play (પ્લે)
આનંદી, ખુશમીજાજી pleasant (પ્લેઝન્ટ)
ખુશી થવું please (પ્લીઝ)
ઘણું plenty (પ્લેન્ટી)
આલુ plum (પ્લમ)
ગજવું pocket (પોકેટ)
તળાવ pond (પોન્ડ)
ગરીબ poor (પુઅર)
પાકું ripe (રાઇપ)
પટો stripe (સ્ટ્રાઇપ)
ડંકો stroke (સ્ટ્રોક)
મજબુત strong [સ્ટ્રૉંગ)
વાગેલું struck (સ્ટ્રક)
ધાવવું suck સક)
ઉતાવળું એકદમ sudden (સડન)
એકાએક suddenly (સડન્લી)
ઉનાળો summer (સમર)

ભાગ—ભાગ પડાવવો share (શેર)
તીક્ષ્ણ sharp (શાર્પ)
સિપાઈ soldier (સોલ્જર)
કેટલાક some (સમ)
ગાયન song (સૉંગ)
જલદી soon (સૂન)
નક્કી sure (સ્યુર)
વધારે જલદી sooner (સૂનર)
દીલગીરી sorrow (સૉરો)
આત્મા—જીવ soul (સોલ]
દક્ષિણ south (સાઉથ)
બોલવું speak (સ્પીક)
ખરચવું spending (સ્પેન્ડીંગ)
ચઢવું—ચઢતી rise (રાઇઝ)
નદી river (રિવર]
રસ્તો road (રોડ]
ગર્જના કરતો roaring [રોઅરીંગ)
ખડક rock (રૉક)
ગબડયું rolled [રોલ્ડ)
છાપરૂં roof (રૂફ)
ઓરડી room (રૂમ]
મૂળ root (રૂટ)

તડકો sunshine (સનશાઇન) મોકલવું send (શેન્ડ)
રાતનું વાળુ supper (સપર) નોકરી કરવી serve [સર્વ)
ધારવું suppose (સપોઝ) ચાકર servant (સર્વન્ટ)
તમે પેલી ચોપડી વાંચી છે? Have you read that book?
( હેવ યુ રેડ ધૅટ બુક? ) [રેડ ઇટ
હા, મેં વાંચી છે. Yes, I have read it. ( યસ, આઇ હૅવ
તમને મુંબઇ મુકે કેટલું થયું છે. How long is it since you left Bombay ( હૅાઉ લોન્ગ ઇઝ ઇટ સીન્સ યુ લૅફ્ટ બૉમ્બે )
તમને અમદાવાદમાં આવે કેટલો વખત થયો? How long have you been in Ahmedabad? હૅાઉ લૅાન્ગ હૅવ યુ બીન ઇન અહમદાબાદ?
આવી રમત તમારે રમવી જોઇએ. You ought to play such a game (યુ ઓટ ટુ પ્લે સચ આ ગૅઇમ)
તમારાથી બને તેટલું ઉચકી જાઓ. Take away as much as you can, (ટેક આવે એઝ મચ્છ એઝ યુ કૅન્)
આટલી બધી શેરડીને શું કરશો? What will you do with so many sugar-canes? [ વૅાટ ઉવીલ યુ ડુ વીથ સો મૅનિ સ્યુગર કેઇન્સ? )
તે નદીનું મુળ એક અખાતમાંથી છે. The river has it's root in a bay (ધિ રિવર હૅઝ ઇટસ રૂટ ઇન એ બે)
તમારા નોકરને નવ વાગે મારી પાસે મોકલજો. Send your servant to me at nine o'clock ( સેન્ડ યૅાર સર્વન્ટ ટુ મી એટ નાઇન ઑકલૅાક )

તે સુંદર છાપરાવાળી ઓરડી હતી. It was a room with a nice roof (ઈટ વૉઝ એ રૂમ વીથ એ નાઇસ રૂફ )

અમે રાત્રે રમીશું We shall play at night (વી શૅલ પ્લે એટ નાઇટ )

દરેક લડવૈયાને લડાઇમાં ભાગ છે. Every soldier has a share in the battle ( એવ્રી સોલ્જર હૅઝ એ શેર ઇન ધી બૅટલ ]

જીવને સુખ કે દુઃખ આનંદ કે દીલગીરી કંઇ નથી. The soul feels no pleasure or pain, delight or sorrow (ધ સોલ ફીલ્સ નો પ્લેઝર ઓર પેઇન, ડિલાઇટ ઓર સોરો)

તમે આ ઘરમાં કેટલા રૂપીયા ખરચવાના છો ? How many rupees are you spending in this house ? (હાઉ મૅની રૂપીઝ આર યુ સ્પેન્ડીંગ ઇન ધીસ હાઉસ ?)

મને (રાતનું) વાળુ કરી લેવા દો. Let me have my supper (લેટ મી હૅવ માય સપર)

તમે એમ ધારો છો. Do you suppose so (ડુ યુ સપોઝ સો)

તે છોકરૂં એની માને ધાવતું નથી. The baby does not suck its mother ( ધિ બેબી ડઝ નોટ સક ઇટસ મધર )

તે કેટલાંક ગાયનો ગાશે. He will sing several songs (હી વીલ સીંગ સેવરલ સૉંગ્સ)

## વીશેષણની ડીગ્રી વિષે.

ઘણાંખરાં વિશેષણના ત્રણ પ્રકારના રૂપ થઇ શકે છે. (૧) સાદુ રૂપ (૨) 'વધારે અથવા ઓછું' બતાવનારૂ રૂપ. ને (૩) સૌથી વધારે અથવા ઓછુ બતાવનારૂં રૂપ તેને ઇંગ્રેજીમાં Positive degree (પૉઝીટિવ ડીગ્રી), comparative degree (કંપૅર્ટીવ ડીગ્રી) ને superlative (સુપરલેટીવ ડીગ્રી) કહે છે.

ટુંકા વિશેષણોને સાદા રૂપને er લગાડવાથી કંપૅરેટીવ ડીગ્રીનું રૂપ થાય છે ને est લગાડવાથી સુપરલેંટિવ ડીગ્રીનું રૂપ થાય છે. વધારે પદવાળા વિશેષણોને પહેલાં more (મૉર) એટલે 'વધારે' લગાડવાથી કંપૅરેટીવ અને most [મોસ્ટ) એટલે ' સૌથી વધારે ' લગાડવાથી સુપરલેટીવના રૂપ થાય છે. જેમકે:—

| Positive | Comparative | Superlative |
|---|---|---|
| પૉઝિટિવ | કંપૅરેટિવ | સુપર્લૅટિવ |
| Able | Abler | Ablest |
| એબલ | એબ્લર | એબ્લેસ્ટ |
| શક્તિવાન | વધારે શક્તિવાન | સૌથી વધારે શક્તિવાન |
| Broad | Broader | Broadest |
| બ્રોડ | બ્રોડર | બ્રોડેસ્ટ |
| પહોળું | વધારે પહોળું | સૌથી વધારે પહોળું |
| Cool | Cooler | Coolest |
| કુલ | કુલર | કુલેસ્ટ |
| ઠંડુ | વધારે ઠંડુ | સૌથી ઠંડુ |

| | | |
|---|---|---|
| Dear | Dearer | Dearest |
| ડીયર | ડીયરર | ડીયરેસ્ટ |
| વ્હાલું | વધારે વ્હાલું | સૌથી વ્હાલું |
| Eloquent | More eloquent | Most eloquent |
| ઇલોકવન્ટ | મોર ઇલોકવન્ટ | મોસ્ટ ઇલોકવન્ટ |
| છટાદાર | વધારે છટાદાર | સૌથી વધારે છટાદાર |
| Foolish | More foolish | Most foolish |
| ફુલિશ | મોર ફુલિશ | મોસ્ટ ફુલિશ |
| મુર્ખાઈ ભરેલું | વધારે મુર્ખાઈ ભરેલું | ઘણુંજ મુર્ખાઇ ભરેલું |
| Generous | More generous | Most generous |
| જનરસ | મોર જનરસ | મોસ્ટ જનરસ |
| ઉદાર | વધારે ઉદાર | સૌથી વધારે ઉદાર |
| Wise | Wisor | Wisest |
| વાઇઝ | વાઇઝર | વાઇઝેસ્ટ |
| ડાહ્યું | વધારે ડાહ્યું | સૌથી ડાહ્યું |

સાદા રૂપને જ્યારે e હોય છે ત્યારે વીશેષણુની e ઉડી જાય છે.

કેટલાંક વિશેષણુનાં કંપેરેટીવ ને સુપરટીલનાં રૂપો અનિયમિત રીતે થાય છે. જેમકે:—

| Positive | Comparative | Superlative |
|---|---|---|
| ખરાબ Bad બેડ | Worse વર્સ | Worst વર્સ્ટ. |
| માંદુ Ill ઇલ | " | " |
| ખરાબ Evil ઇવિલ | " | " |
| દુર Far ફાર | Farther ફાર્ધર | Fartherst ફાર્ધેસ્ટ |
| આગળ Fore ફોર | Former ફૅાર્મર | Foremost ફૅારમોસ્ટ<br>First ફર્સ્ટ |

| | | |
|---|---|---|
| સારૂ Good ગુડ | Better બેટર | Best બેસ્ટ |
| મોડું Late લેટ | Later લેટર<br>Latter લૅટર | Latest લેટેસ્ટ<br>Last લાસ્ટ |
| થોડું Little લિટલ | Less લેસ | Least લીસ્ટ |
| ઘણું Much મચ | More મૅાર | Most મોસ્ટ |
| ઘણાં Many મૅની | ,, | ,, |
| ઘરડું } Old ઓલ્ડ<br>મોટું } | Older ઓલ્ડર<br>Elder એલ્ડર | Oldest ઓલ્ડેસ્ટ<br>Eldest એલ્ડેસ્ટ |
| માં In ઇન<br>(Prep) | Inner ઇનર | Innermost ઇનરમોસ્ટ<br>Inmost ઇન્મોસ્ટ |
| બ્હાર Out આઉટ<br>(adv) | Outer આઉટર | Outmost આઉટમોસ્ટ<br>Utmost અટમોસ્ટ |
| | Utter અટર | Uttermost અટરમોસ્ટ |

---

## વાંચન પાઠ ૪૯ મો.

ક્રીયાપદ verb (વર્બ)
પવનવાળું windy (વિન્ડી)
રૂપ Inflexion (ઇન્ફ્લેક્શન)
ગુણ quality (ક્વૉલિટી)
જથો quantity (ક્વૉન્ટિટી
કેટલું how much (હાઉ મેચ)
વ્હાણ ઉપર on board (ઑાન બોર્ડ)
રોજ, હમેશાં always (ઑાલ્વેઝ)
તડકો sunshine (સનશાઇન)
ડાઘો spot (સ્પૉટ)
લશ્કરી ટોપી Helmet (હેલ્મેટ)
કુટુંબ family (ફેમિલી)
પાટીઉ board (બૉર્ડ)
કેવું of what sort (ઓફ વ્હૉટ [સૉર્ટ
નળી pipe (પાઇપ)

મલ્યું received (રિસીવ્ડ)
પેલું, દૂરનું yonder (યોન્ડર)
એજ same (સેમ)
આવાં such (સચ)
બીજાું બીજા other (અધર)
રૂપ degree (ડિગ્રી) [વિધર્ડ્રા]
પાછું ખેંચી લેવું withdraw
રીત, ઢબ style (સ્ટાઇલ)
સાદું simple (સિંપલ)
ભીનાશવાળી damp (ડૅપ)
કઠણ hard (હાર્ડ)
સવાર morning (મોર્નિંગ)
શોક mourning (મોર્નિંગ)
સંભાળથી carefully (કૅરફુલી)
અસ્ત Fall (ફૉલ)
અનિવાર્ય Unavoidable
(અનએવૉઇડેબલ)
નિચો મધ્યમ Low (લો)
આથમવું Set (સેટ)
વિપત્તિ Adversity Misery
(એડવર્સીટી મિઝરી)
વર્તવું Behave (બીહેવ) [ક્ટસ
ઉદ્દેશ, ધારણા Projects (પ્રૉજે-

તખોણું spark (સ્પાર્ક)
ઉડયો flew (ફ્લ્યુ)
વસનારો settler (સેટલર)
માલ commodities (કૉમૉડિટીઝ)
રક્ષણ કરવું protect (પ્રોટેક્ટ)
કીરણ ray (રે)
નબળું, નરમ feeble (ફીબલ)
નિચી low (લો)
અદેખાઇથી jealously (જેલસલી)
નવાઈ જેવું wonderfuly
(વનડરફુલ)
બનાવ event (ઇવેન્ટ)
બનવું occur (અકર)
ચુલો hearth (હાર્થ)
ઉદય Rise (રાઇઝ)
ચાલચલગત Behaviour
(બેહેવીયર)
તાકવું Aim at (ઍમ એટ)
સંપતિ Prosperity (પ્રોસ્પેરીટી)
નિશ્ચય Unchanged
(અનચેઇન્જડ)
અને નહી Nor (નોર)
થઇશ Shall be (શૅલ બી)

મોટું Magnanimous (મેગ્નાનીમસ)
ડુબવું Sink [સિંક)
સમવૃત્તિ Moderation (મોડરેશન)
પરાજય Failure (ફેઇલ્યોર)
જુસ્સો, ઉત્સાહ Spirit (સ્પીરીટ)
બેમાંનું એકે નહીં Neither (નાઇધર)
દુખી થવું, શોકાતુર થવું To be grieved (ટુ બી ગ્રીવ્ડ)

સૂર્ય એનું છેલ્લું નરમ કીરણુ લઇ લે છે. The sum withdraws his last feeble ray (ધિ સન વિથડ્રૉઝ હીઝ લાસ્ટ ફીબલ રે)

ગુણુ બતાવનારાં વિશેષણુથી તમે શું સમજો છો ? What do you understand by adjectives of quality? (વૉટ ડુ યુ અન્ડરસ્ટેન્ડ બાય એડજેક્ટીવ્ઝ ઑાફ ક્વૉલીટી ? )

તે કાગળ સાદામાં સાદી ઢબમાં લખેલો છે. The letter is written in the simplest style (ધિ લેટર ઇઝ રીટન ઇન ધી સીંપ્લેસ્ટ સ્ટાઇલ)

તડકામાં હમેશાં એકાદ કાળો ડાઘ હોય છે. Always there is a black spot in sunshine ઑાલવેઇઝ ધૅર ઇઝ એ બ્લૅક સ્પૉટ ઇન સનશાઇન )

હું તે લશ્કરી ટોપી જોઉં છું. I see the helmet ( આઈ સી ધી હેલ્મેટ ]

તે બધાં વ્હાણોમાં કુટુંબો હતા. All those ships had families on board ( ઑાલ ધોઝ શિપ્સ હૅડ ફૅમિલીઝ ઑાન બોર્ડ )

મેં દસ આના મેળવ્યા છે. I have received ten annas (આઇ હૅવ રિસીવ્ડ ટેન આનાઝ)

એક રાતો તણખો ચુલામાંથી ઉડયો. A red spark flew from the hearth (એ રેડ સ્પાર્ક ફલ્યુ ફ્રૉમ ધી હાર્થ)

દરેક બાપે છોકરા ખોવા હતા. Each father had lost his sons (ઇચ ફાધર હૅડ લૉસ્ટ હીઝ સન્સ)

બધા રેહનારાઓ પોતાના માલનું સંભાળથી રક્ષણ કરતાં હતાં. All settlers porotected their commodities very carefully (ઑલ સેટલર્સ પ્રોટેક્ટડ ધેર કૉમોડિટિઝ વેરી કેરફુલી )

આજનું સવાર પવનવાળું હતું. This morning was windy (ધીસ મૉર્નીંગ વૉઝ વિન્ડી)

એ નીચેની ભીનાશવાળી જમીન કઠણ હતી. The low damp ground was hard (ધિ લો ડેમ્પ ગ્રાઉન્ડ વોઝ હાર્ડ)

આ ક્રિયાપદ કઇ જાતનું છે ? Of what sort is this verb? (ઓફ વ્હોટ સોર્ટ ઇઝ ધિસ વર્બ)

સુરત કરતાં અમદાવાદ ઘણું મોટું છે. Ahmedabad is larger than Surat (એહેમેડાબાદ ઇઝ લાર્જર ધેન સુરત)

આજે એક ઘણોજ નવાઇ જેવો બનાવ બન્યો છે. A most wonderful event has occured to-day ( એ મોસ્ટ વન્ડરફુલ ઇવેન્ટ હેઝ અકર્ડ ટુ ડે)

ઉદય અને અસ્ત અનિવાર્ય છે. Rise and fall are unavoidable (રાઇઝ એન્ડ ફૉલ આર અનએવૉઇડેબલ)

તારી વર્તણુંક નીચે રાખ પણ તારો ઉપદેશ ઉચ્ચ રાખ Keep thy behaviour low, thy projects high (કીપ ધાય બીહેવીયર લો ધાય પ્રોજેક્ટસ હાઇ )

તેથી તું દયાળુ અને મહાન થઇશ So shalt thou be kind and magnanimous (સો શેલ્ટ થાઉ બી કાઇન્ડ એન્ડ મેગ્નેનિમસ )

ઉત્સાહને બુડવા ન દઇશ. Sink not in spirit (સિંક નોટ ઇન સ્પીરીટ)

જે કોઇ આકાશમાં અસ્ત્ર મારે છે તે ઝાડને મારે તેના કરતાં વધારે ઉંચું મારી શકે છે. He Who aims at the sky shoots much higher than he that means a tree (હી હુ એઇમ્સ એટ ધી સ્કાય શુટસ મચ હાયર ધેન હી ધેટ મીન્સ એ ટ્રી)

સુર્ય ઉગે છે તે વખતે રાતો હોય છે ને અસ્ત થાય છે તે વખતે તેવોજ હોય છે. The sun is red when it rises and of the same colour when it sets (ધિ સન ઈઝ રેડ વ્હેન ઇટ રાઇઝીઝ એન્ડ ઓફ ધી સેઇમ કલર વ્હેન ઇટ સેટસ)

સંપતી અને વિપતિમાં પણ મહાપુરૂષોનું એક ધ્યાનજ હોય છે. In prosperity and adversity alike great men remain unchanged ( ઇન પ્રોસ્પેરીટી એન્ડ એડવર્સિટી એલાઇક ગ્રેટ મેન રીમેઇન અનચેઇન્જ્ડ )

મહાત્મા પુરૂષ સારા અને નઠારા ભાગ્ય નીચે સમવૃત્તિથી ચાલે છે. The magnanimous ; man behaves with moderation under good and bad pottune ( ધિ મેગ્નેનીમસ મેન બિહેવસ ઉવિથ મોડરેશન અન્ડર ગુડ એન્ડ બૅડ ફોર્ચુન )

જય થવાથી તે બહુ રાજી થશે અને પરાજય થવાથી શોકગ્રસ્ત થશે.
He will be delighted with success and grieved with failure. ( હી વિલ બિ ડીલાઇટેડ વીથ સકસેસ એન્ડ ગ્રીવ્ડ બાય ફેઇલર)

---

## વાંચન પાઠ ૫૦ મો.

| | |
|---|---|
| ધર્મ Religion (રિલિજીયન) | પાયો Foundation (ફાઉન્ડેશન) |
| નિતી Morality (મોરેલીટી) | પૂજા Worship (વર્શિપ) |
| પૈસો Wealth (વેલ્થ) | વર્ણ Class (ક્લાસ) |
| ધારણ Conception (કન્સેપ્શન) | નમવું Bow (બાઉ) |
| આકૃતિ Form (ફોર્મ) | ઇષ્ટ Chosen (ચોઝન) |
| બતાવે એવું Indicative (ઈન્ડીકેટીવ) | આવે છે Comes (કમ્સ) Cometh (કમેથ) |
| કમળ Lotus (લોટસ) | દરીયો Ocean (ઓશન] |
| અડકવું Touch (ટચ) | અધુરૂ Unfinished (અનફીનીશ્ડ) |
| રૂપીઆ Rupees (રૂપીઝ) | |
| માંદો Sick (સીક) | છેતરાયું Cheated (ચીટેડ) |
| દરમીયાનમાં During (ડ્યુરિંગ) | નફો Bargain (બારગેઇન) |
| પાછો Return (રીટર્ન) | તદન Quite (ક્વાઇટ) |
| રોકાવું Prevented (પ્રીવેન્ટેડ) | કાગળો Letters (લેટર્સ) |
| સવાર Morning (મોરનીંગ) | શરૂ કરવું Begin (બિગીન) |
| સવારનું ખાણું Breakfast (બ્રેકફાસ્ટ) | સિવાય Without (વિધાઉટ) |
| | રાખે છે Keeps (કીપ્સ) |
| દેવતા Fire (ફાયર) | કરવું Make (મેક) |
| શક્તિ, બળ Strength (સ્ટ્રેંગ્થ) | |

ધર્મ એ નીતિનો પાયો છે. Religion is the foundation of morality (રિલીજીયન ઇઝ ધી ફાઉન્ડેશન ઓફ મોરેલીટી.)

હીંદુઓ લક્ષ્મીને દેવી તરિકે પુજે છે. The Hindoos worship the goddess Laxmi (ધી હીંદુઝ વરશીપ ધ ગોડેસ લક્ષ્મી)

એ ધનની દેવી ગણાય છે. She is the goddess of wealth (શી ઇઝ ધ ગોડેસ ઓફ વેલ્થ)

તેનું સ્વરૂપ આબેહુબ છે. The conception of her form is indicative (ધિ કન્સેપ્શન ઓફ હર ફૉર્મ ઇઝ ઇન્ડીકેટીવ)

તેનું રહેઠાણુ મહાસાગર છે ને ખીલેલા કમળમાં તે રહે છે. Her residence is a blooming lotus in the great ocean (હર રેઝીડેન્સ ઇઝ એ બ્લુમીંગ લોટસ ઇન ધ ગ્રેટ ઓશન)

તેઓ દેવ અને દેવીઓને માનતા હતા. They believed in gods and goddesses (ધે બીલીવ્ડ ઇન ગોડસ અને ગોડેસીસ)

હલકી વર્ણમાં દેવીઓને માનવાનો ચાલ હોય છે. The custom of goddess worship is found amongst the lower-classes (ધિ કસ્ટમ ઓફ ગોડેસ વર્શીપ ઇઝ ફાઉન્ડ એમંગ્સ્ટ ધી લોઅર કલાસીઝ)

તમારા ઇષ્ટ દેવ દેવીને નમસ્કાર કરો. Bow to your chozen god and goddess (બાઉ ટુ યોર ચોઝન ગૉડ એન્ડ ગોડેસ)

ઇશ્વરના ચરણ સ્પર્શથી શકિત આવે છે. Strength cometh from touching the feet of God. (સ્ટ્રેંગ્થ કમેથ ફ્રોમ ટચીંગ ધિ ફીટ ઓફ ગૉડ )

તમારી પાસે કેટલા રૂપીઆ હતા ? How many rupees had you got? (હાવ મેનિ રૂપીઝ હેડ યુ ગોટ ?)

મારી પાસે દશ રૂપીઆ હતા. I had got ten rupees (આઇ હેડ ગોટ ટેન રૂપીઝ)

છેલ્લાં બે વરસ થયાં તે માંદો હતો He had been ill for the last two year (હી હેડ બીન ઇલ ફોર ધ લાસ્ટ ટુ યઅર્સ)

તમે કયાં ગયા હતા ? Where had you been ? (વ્હેર હેડ યુ બીન ?)

રજાના દિવસમાં બને તેટલુંજ પાછલું વાંચી જાઓ Revise as much as possible during holidays (રીવાઇઝ એઝ મચ એઝ પૉસિબલ ડયુરિન્ગ હોલિડેઝ)

મેં તમારો કાગળ લખ્યો છે. I have written your letter આઇ હેવ રીટન યોર લેટર)

અધુરૂ મુકતા ના. Don't leave it unfinished (ડોન્ટ લીવ ઇટ અનફીનીશ્ડ )

તેનું શું બેઠું ? How much did it cost you ? (હાઉ મચ ડીડ ઇટ કોસ્ટ યુ ?

તમે છેતરાયા છો. You are cheated (યુ આર ચીટેડ)

એ તો મફત છે It is quite a bargain (ઈટ ઇઝ કવાઇટ એ બારગેઇન)

તે ક્યારે પાછો આવશે? When will he return? (ઉઅેન ઉવીલ હી રીટર્ન)

હું સારા કાગળ લખું છું I write good letters (આઇ રાઇટ ગુડ લેટર્સ)

આજથી વાંચવાનું શરૂ કરો. Begin to read from to day (બીગીન ટુ રીડ ફ્રોમ ટુ ડે)

આજ સવારે મેં સવારનું ખાણું લીધું નથી. I have not taken wat this morning my breakfast (આઇ હેવ નોટ ટેકન ધીસ મોરનીંગ માય બ્રેકફાસ્ટ)

કોણુ જાણે તે કેમ રોકાયો. I wonder what prevented him to-day (આઈ ઉન્વડર વ્હોટ પ્રીવેન્ટેડ હીમ ટુ ડે)

દેવતા કરો. Make up fire (મેક અપ ફાયર)

નડીયાદમાં તેની સ્ત્રીને તાવ આવ્યો. His wife took fever in Nariad (હીઝ વાઇફ ટુક ફીવર ઇન નડીયાદ)

કાલ સવારે જેઠાભાઇને ત્યાં એકઠ છે. There is a party at Jethabhai's house to-morrow morning (ધેર ઇઝ એ પાર્ટી એટ જેઠાભાઇઝ હાઉસ ટુ મોરો મોરનીંગ)

મારી પાસે દશ રૂપીયા છે. I have ten rupees (આઇ હેવ ટેન રૂપીસ)



# પરચુરણ વાકયો.

---

તે પોતાના ભાષણમાં થોડા શબ્દો વાપરે છે. He uses few words in his speech ( હી યુઝીઝ ફ્યુ વર્ડ્સ ઇન હીઝ સ્પીચ )

તેનો ચપ્પુ ધારવાળો છે. His Knife is sharp (હીઝ નાઇફ ઇઝ શાર્પ )

ઉજાગરો અતીશય નુકશાનકારક છે. Awaking is very injurious (અવેકીંગ ઇઝ વેરી ઇન્જ્યુરીઅસ )

છોકરા તેને શું દુઃખ થાય છે? What ails him lad? ( વોટ એઇલ્સ હીમ લેડ? )

હવા અદૃશ્ય છે, Air is invisible (એર ઇઝ ઇનવીઝીબલ)

હમેશાં શાચું બોલો. Always speak the truth (ઓલવેઝ સ્પીક ધ ટ્રુથ)

રાજા પછી વારસ ગાદી મેળવે છે. The king is succeeded by the heir (ધ કીંગ ઇઝ સકસીડેડ બાય ધ ઍર)

તમારે નીયમીત થવું. You should be regular ( યુ શુડ બી રેગ્યુલર )

સીવવાના કામમાં સોય આવે છે. A needle is used for sewing (એ નીડલ ઇઝ યુઝડ ફોર સોઇંગ)

કીડી ઘણી ઉદ્યોગી છે. An ant is very diligent (એન આન્ટ ઇઝ વેરી ડીલીજંટ )

મારાં માશી ઘણાં જુવાન છે. My aunt is very young (માઈ આન્ટ ઇઝ વેરી યંગ)

આ પેટીમાં ઘણી કીંમતી વસ્તુઓ છે. This box contains very valuable articles (ધીસ બોક્સ કનટેઇન્સ વેરી વેલ્યુએબલ આર્ટીકલ્સ)

તેઓએ મારી વિનંતી કબુલ ન કરી. They assented not to my request (ધે એસેન્ટેડ નૉટ ટુ માય રીકવેસ્ટ)

તેઓ બધા રોટલા ખાઇ ગયા. They ate up all the loaves (ધે એટ અપ ઓલ ધી લોવ્ઝ)

તમે તે શબ્દ આઠ વાર ફરી બોલો You repeat the word eight times (યુ રીપીટ ધ વર્ડ એઇટ ટાઇમ્સ)

તમારે ધીમેથી વાંચવું જોઇએ. You ought to read slowly (યુ ઓટ ટુ રીડ સ્લોલી)

તોફાની છોકરા નઠારા નીવડે છે. Mischievous boys turn out bad (મીસ્ચીવસ બોયઝ ટર્ન આઉટ બૅડ)

મેં તેને જવાનું ફરમાવ્યું. I bade him go. (આઇ બેડ હીમ ગો)

રૂના પાટલા ભારે હોય છે. Cotton bales are heavy (કૉટન બેલ્સ આર હેવી)

મને જામીનપર છોડવામાં આવ્યો. I was bailed (આઇ વોઝ બેઇલ્ડ)

ચાઇના સીલ્ક એ એક જાતનું લુગડું છે. China silk is a kind of cloth (ચાઇના સીલ્ક ઇઝ એ કાઇન્ડ ઓફ કલૉથ)

લંકામાં હાથી ઘણા છે. There are many elephants in Ceylon ( ધેર આર મેની એલીફન્ટ્ઝ ઇન સીલોન)

દુનીઆમાં ઘણા દેશ છે. There are many countries in the world (ધેર આર મેની કંટ્રીઝ ઇન ધ વર્લ્ડ )

બ્રાહ્મણને લાડુ બહુ ગમે છે. Brahmins like sweet balls very much (બ્રાહ્મીન્સ લાઇક સ્વીટ બોલ્સ વેરી મચ)

આ સહી સારી નથી. This ink is not good ( ધીસ ઇન્ક ઇઝ નોટ ગુડ )

તેઓ ઉપર હું દાબ રાખું છું. I keep check over them (આઇ કીપ ચેક ઓવર ધેમ )

મારી પાસે મુંબઇ બેંકની હુંડી છે. I have a cheque of Bombay bank (આઇ હેવ એ ચેક ઓફ બૉમ્બે બેન્ક)

ખુરસી લાકડાની બનાવેલી છે. Chair is made of wood (ચેર ઇઝ મેઇડ ઓફ વુડ)

એકદમ નીચે બેસી જાઓ. Sit down at once (સીટ ડાઉન એટ વન્સ)

આ એક ઉમદા ગૃહસ્થ છે. This is a noble man ( ધીસ ઇઝ આ નોબલ મૅન )

તમારી કવીતા બોલો. Recite your poetry. ( રીસાઇટ યૉર પોઇટ્રી )

આ ઘરનું સ્થળ ભયાનક છે. The site of this house is fearful (ધ સાઇટ ઓફ ધીસ હાઉસ ઇઝ ફીઅરફુલ )

નદી જોયાથી ઘણો આનંદ થાય છે. Sight of a river pleases ( સાઇટ ઓફ એ રીવર પ્લીઝીસ )

તે મરાઠા કુળનો છે. He belongs to the maratha family
(હી બીલોન્ગ્ઝ ટુ ધ મરાઠા ફેમિલિ )

મારો કારકુન ઘણો નીમકહરામ છે My clerck is very faithless (માય ક્લાર્ક ઇઝ વેરી ફેઈથલેસ )

સીંહના પંજા તીક્ષણ હોય છે. Claws of a lion are sharp
(ક્લૉઝ ઑફ એ લાયન આર શાર્પ)

આ ગામની હવા મને અનુકુળ છે The climate of this city is agreeable to me (ધી ક્લાઇમેટ ઑફ ધીસ સીટી ઇઝ એગ્રીએબલ ટુ મી )

તેઓ પર્વતપર ચડે છે They climb upon a mountain
( ધે ક્લાઈમ્બ અપોન એ માઉંટન)

મારે મારૂ ઘર ઉઘાડવું છે. I want to open my house.
(આઈ વૉન્ટ ટુ ઓપન માઈ હાઉસ)

મારાં લુગડાં ઘણાં મેલાં છે. My clothes are very dirty
(માઇ ક્લોધસ આર વેરી ડર્ટી )

વીલાયતી મુળાનું શાક થાય છે. The cole is used for vegetable ( ધ કોલ ઇઝ યુઝડ ફોર વેજીટેબલ )

અંજીનને કોલસા પૂરવામાં આવે છે. Coals are fed to the engines (કોલ્સ આર ફેડ ટુ ધી એન્જીન્સ)

દરીઆમાં ખાડીઓ ઘણી દેખાય છે There are many channels in the ocean ( ધેર આર મેની ચેનલ્સ ઇન ધી ઓશન )

મારો જોડો ચમ ચમ બોલે છે. My shoe creaks ( માય શુ ક્રેક્સ )

ઉનાળામાં દીવસ ઘણા લાંબા હોય છે. Days are longer in the summer (ડેઝ આર લૅાગર ઇન ધ સમર)

શીયાળામાં ઝાકળ પડે છે. Dew falls in winter (ડ્યુ ફૅાલ્સ ઈન વીન્ટર)

હું તમારી પાસે સો રૂપીઆ માગું છું Hundred rupees are due to you by me (હંડ્રેડ રૂપીસ આર ડ્યુ ટુ યુ બાઈ મી)

તે માંદો માણસ મરી ગયો. That sick man died (ધૅટ સીક મેન ડાઇડ)

તે મારી પાઘડી રંગે છે. He dyes my turban (હી ડાઈઝ માય ટરબન)

મારી ઓરડીમાં એક ગાય છે There is one cow in my room (ધેર ઈઝ વન કાઉ ઇન માય રૂમ)

તેણે મોટેથી બુમ પાડી He spoke out loudly (હી સ્પોક આઉટ લાઉડલી)

તે ઉઘાડે માથે ગયો. He went bare headed (હી વેન્ટ બેર હેડેડ)

રીંછ ઘણું જંગલી જનાવર છે. Bear is a very wild beast (બેર ઇઝ એ વેરી વાઈલ્ડ બીસ્ટ)

આ ઘરનો પાયો પાકો છે. The foundation of this house is strong (ધી ફાઉન્ડેશન ઓફ ધીસ હાઉસ ઈઝ સ્ટ્રોંગ)

આ પુલ ઘણો સાંકડો છે. This bridge is very narrow (ધીસ બ્રીજ ઇઝ વેરી નેરો)

બીચ એ એક જાતનું ઝાડ છે Beech is a kind of tree
( બીચ ઈઝ એ કાઇન્ડ ઑફ ટ્રી)

દરીઆનું પાણી ખારૂં હોય છે. The water of the sea is salt (ધ વેટર ઑફ ધી સી ઇઝ સૅલ્ટ)

"બી" નું ભુત કૃદત "બીન" છે. Been is the past participle of "be" ( બીન ઇઝ ધી પાસ્ટ પાર્ટિસીપલ ઑફ બી )

હું વટાણા ખાઉં છું. I eat pease (આઇ ઇ ટ પીઝ)

માસ્તર નીશાળીઆને મારે છે. The teacher beats the boy
ધી ટીચર બીટ્સ ધ બૉય)

તેનું તીર કામઠું જબરૂં હતું. His bow was strong (હીઝ બો વાઝ સ્ટ્રૉંગ )

બ્રૉ ફ્રેંચ શબ્દ છે. Breau is a french word ( બ્રૉ ઇઝ એ ફ્રેંચ વર્ડ )

મધમાખી ઉદ્યોગી છે. The bee is industrious ( ધી બી ઈઝ ઈન્ડસ્ટ્રીઅસ)

રાજા થવું મહા મુશ્કેલ છે. It is very difficult to be a king ( ઇટ ઈઝ વેરી ડીફીકલ્ટ ટુ બી એ કીંગ )

જવનો દારૂ નુકશાનકારક છે. Beer is injurious ( બીર ઇઝ ઈન્જયુરીઅસ )

તેઓ મડદું નનામીમાં લઈ જાય છે. They carry the corpse in bier (ધે કેરી ધી કૉર્પ્સ ઈન બીઅર)

ઘંટ વાગે છે. The bell rings (ધ બેલ રીન્ગઝ)

નીશાળીઆએ સુંદર સ્ત્રી તરફ જોવું નહિ. A student should not look to a beautiful lady (એ સ્ટુડન્ટ શુડ નોટ લુક ટુ એ બ્યુટીફુલ લેડી)

પક્ષીઓ બેરી ફળ ઉપર જીવે છે. Birds live upon berries. (બર્ડસ લીવ અપૉન બેરીઝ)

તેને ઘણા માનથી દાટવામાં આવ્યો. He was buried with high honours. (હી વૉઝ બેરીડ વીથ હાઈ ઓનર્સ)

મરઘી ઈંડાં મૂકે છે. The hen lays eggs (ધ હેન લેઝ એગ્સ)

બીઆફ્રાનો અખાત આફ્રીકામાં છે. Bay of Biafra is in Africa. (બે ઓફ બીઆફ્રા ઇઝ ઇન આફ્રીકા)

સાપ માણસને કરડે છે. A serpant bites a man (એ સર્પેન્ટ બાઇટસ એ મેન)

પવન ઘણા જોરથી વાય છે. The wind blows violently (ધ વીંડ બ્લોઝ વાયોલન્ટલી)

આકાશ આસમાની છે. Sky is blue (સ્કાઇ ઇઝ બ્લુ)

તેણે ઘણાં દુખ સહન કર્યાં છે. He has borne many miseries (હી હૅઝ બોર્ન મેની મીઝરીઝ)

જંગલી ડુક્કર માંસ ખાય છે. Wild boar eats flesh. (વાઈલ્ડ બોર ઇટસ ફ્લેશ).

નીશાળીઆએ શીક્ષકને નમવું જોઇએ. A pupil ought to bow down to the teacher (એ પ્યુપીલ ઓટ ટુ બાઉ ડાઉન ટુ ધી ટીચર)

ઝાડની ડાળી વળી ગઇ છે Bough of tree is bent down (બો ઓફ એ ટ્રી ઇઝ બેન્ટ ડાઉન)

ગધેડાં ઘણો ભાર ઉચકી જાય છે Heavy burden is borne by donkeys (હેવી બરડન ઇઝ બોર્ન બાઇ ડૉન્કીઝ)

મારા ખેતરની હદ ઘણી લાંબી છે. The boundary of my field is very long (ધી બાઉન્ડરી ઓફ માઇ ફીલ્ડ ઇઝ વેરી લૉંગ)

ગધેડો ભુંકે છે. The ass brays (ધ એસ બ્રેઝ)

તેઓ ઘર તોડી નાંખે છે. They break the house (ધે બ્રેક ધ હાઉસ)

આપણાં માત પીતાએ આપણને ઉછેરી નાનેથી મોટાં કર્યા છે. Our parents have bred us from our childhood(અવર પેરન્ટસ હેવ બ્રેડ અસ ફ્રોમ અવર ચાઇલ્ડહુડ)

ઘઉંની રોટલી થાય છે. Bread is made of wheat (બ્રેડ ઇઝ મેઇડ ઓફ વ્હીટ)

તે દારૂ પીએ છે He drinks wine (હી ડ્રીંક્સ વાઇન્)

તેનો હાથ પૈડાં નીચે ક્ચરાઇ ગયો છે. His hand is bruised under wheel (હીઝ હૅન્ડ ઇઝ બ્રુઇઝડ અન્ડર વ્હીલ)

તું મુર્ખ છે. You are a fool (યુ આર એ ફુલ)

ગમાર બુમ કેમ પાડે છે? Why do you call out you rustic? (વ્હાય ડુ યુ કોલ આઉટ યુ રસ્ટીક?)

વનમાં ઘણી ગુફા હોય છે. There are many caves in a forest (ધેર આર મૅની કેવ્ઝ ઇન એ ફોરેસ્ટ)

મારે ખાવું નહિં પણ ત્યાં જવું. I should not eat, but I should go there (આઇ શુડ નૅાટ ઇટ, બટ આઇ શુડ ગો ધેર)

તેને દારૂના પીપમાં ડુબાવી માર્યો. He was drowned into a but of wine (હી વોઝ ડ્રાઉન્ડ ઈનટુ એ બટ ઓાફ વાઇન)

તમારે આ રસ્તેથી આવવું. You must come by this way (યુ મસ્ટ કમ બાય ધીસ વે)

તેઓ નવાં લુગડાં ખરીદે છે. They buy new clothes (ધે બાય ન્યુ ક્લોધ્સ )

તેઓ મને બોલાવે છે They call me (ધે કૉલ મી)

નાના બાળકનું માથું ઘણું સુવાળું હોય છે. The head of a baby is very soft ( ધી હેડ ઑાફ એ બેબી ઇઝ વેરી સૅાફ્ટ )

તોપ ઘણી મોટી હોય છે A cannon is very big (એ કેનન ઇઝ વેરી બીગ )

પણ બંદુક નાની હોય છે. But a gun is small ( બટ આ ગન ઇઝ સ્મૉલ )

તેઓ મારી તરફ પથર ફેંકે છે. They cast stones towards me ધે કાસ્ટ સ્ટોન્સ ટૉવર્ડ્ઝ મી )

હીંદુઓમાં ઘણી જાતો છે There are many castes among Hindoos (ધૅર આર મૅની કાસ્ટસ અમંગ હીંદુસ)

દારૂનું પીપ ઘણી વાસ મારે છે. Cask of wine gives out a very bad smell (કાસ્ક ઓાફ વાઇન ગીવ્ઝ આઉટ એ વેરી બેડ સ્મેલ)

લશ્કરી સીપાઇ ટોપ પહેરે છે. Soldiers put on casque ( સોલ્જરસ પુટ ઓાન કેસ્ક )

આ ઘરની છત તુટી ગયેલી છે. The ceiling of this house in torn ( ધ સીલીંગ ઓફ ધીસ હાઉસ ઈઝ ટૉર્ન )

મને પીતનો રોગ છે. I am suffering from gall ( આઈ એમ સફરીંગ ફ્રૉમ ગૉલ)

જુલીઅસે ગોલ જીત્યું હતું. Julius had won Gaul (જુલીયસ હૅડ વન ગૉલ )

હું મારી વીંટીને ઢોલ ચઢાવવાનો છું. I am to gilt my ring ( આઈ એમ ટુ ગીલ્ટ માઈ રીંગ )

અમદાવાદમાં ઘણીવાર મહાજન ભેગું થાય છે. In Ahmedabad the meetings of guild are often held ( ઈન અહમદવાદ ધ મીટીંગઝ ઓફ ગીઈલ્ડ આર ઓફ્ન હેલ્ડ )

મારૂં ઘડીઆળ સોનેથી રસેલું છે. My watch is gilt in gold ( માય વૉચ ઈઝ ગીલ્ટ ઇન ગોલ્ડ )

તેને તેના અપરાધ માટે સજા કરવામાં આવી હતી. He was sentenced for his guilt ( હી વૉઝ સેન્ટેન્સ્ડ ફૅાર હીઝ ગીલ્ટ )

મારા ઘરમાં સળીઆની જાળી છે. There is a grate in my house ( ધેર ઈઝ એ ગ્રેટ ઇન માય હાઉસ )

તે મોટો માણુસ છે. He is a great man ( હી ઇઝ એ ગ્રેટ મેન )

તે તેના બાપ કરતાં મોટો માણુસ હતો. He was a greater man than his father ( હી વૉઝ આ ગ્રેટર મેન ધૅન હીઝ ફાધર )

આ છીકણી સારી નથી. This snuff is not good (ધીસ સ્નફ ઇઝ નૉટ ગુડ)

યુરોપમાં ગ્રીસ દેશ છે. Greece is a country in Europe (ગ્રીસ ઇઝ એ કન્ટ્રી ઈન યુરોપ)

કારતુસો ચરબીથી ચોપડેલી હતી. Catridges were anointed with grease (કાર્ટ્રિજીસ વેર એનોઇન્ટેડ વીથ ગ્રીઝ)

તેના વાળ ધોળા હતા. His hair were white (હીઝ હૅર વૅર વ્હાઇટ)

આ વન ભયાનક છે. This forest is terrible (ધીસ ફોરેસ્ટ ઈઝ ટેરીબલ)

આ ઝાડ થોડા દિવસમાં ઉગ્યું છે This tree has grown in a few days (ધીસ ટ્રી હૅઝ ગ્રોન ઇન આ ફ્યુ ડેઝ)

હું ગાંધી છું. I am a grocer (આઇ એમ એ ગ્રોસર)

આ ભોંયરૂં ઉંડું છે. This cell is deep (ધીસ સેલ ઇઝ ડીપ)

મારૂં શરીર તંદુરસ્ત નથી. My body is not hale (માય બૉડી ઈઝ નૉટ હેઈલ)

હરીને નમસ્કાર. A bow to Hari (એ બાઉ ટુ હરી)

સસલું ઘણી ઉતાવળથી દોડે છે. A hare runs very sweoftly [એ હેર રન્સ વેરી સ્વીફ્ટલી)

મારા વાળ કાળા છે. My hair are black (માય હેર આર બ્લેક)

આ ઓરડો રંગેલો છે. This room is coloured (ધીસ રૂમ ઇઝ કલર્ડ)

તેઓ જોરથી દોરડું ખેંચે છે. They carry the rope strongly (ધે કૅરી ધ રેપ સ્ટ્રૅાંગ્લી )

મૃગનો શીકાર થાય છે. A deer is hunted ( એ ડીઅર ઇઝ હન્ટેડ )

તમારૂં અંતઃકરણ ચોખ્ખું જોઇએ. Your heart must be pure (યોર હાર્ટ મસ્ટ બી પ્યુર )

મારી એડી અણીદાર છે. My heel is sharp ( માઈ હીલ ઇઝ શાર્પ )

દાક્તર માણસનો રોગ મટાડે છે. The doctor heals the man of his disease (ધ ડૅાક્ટર હીલ્સ ધ મૅન ઑફ હીઝ ડીસીસ ]

આ ટેકડી આડી છે This hill is cross (ધીસ હીલ ઇઝ ક્રૅાસ)

અહીં આવો Come hear (કમ હીઅર)

હું કહું તે સાંભળો Hear what I say (હીઅર વૅાટ આઇ સે)

બકરાનું ટોળું ચરે છે The herd of goats is grazing (ધ હર્ડ ઑફ ગોટસ ઈઝ ગ્રેઝીંગ )

મેં મારૂં કામ પુરૂં કર્યું છે, I have finished my work (આઈ હેવ ફીનીશ્ડ માઈ વર્ક)

આકાશમાં ધુળનાં વાદળાં થઇ ગયાં હતાં. Clouds of dust were floating in the sky [ ક્લાઉડ્સ ઑફ ડસ્ટ વેર ફ્લોટીંગ ઇન ધ સ્કાઈ )

કેમ તું કામ કરે છે કે નહિ ? Do you work or not ? (ડુ યુ વર્ક ઓર નૅાટ ?)

તેઓ ઝોકાં ખાય છે. They are dozing (ધે આર ડોઝીંગ)

મૃગની માદાને મૃગલી કહે છે. Female deer are called
. u ૩ઙ (ફીમેલ ડીઅર આર કોલ્ડ ડૅઝ)

તેણે ઘુટડે ઘુટડે દારૂ પીધે He drank wine by draught
(હી ડ્રેન્ક વાઈન બાય ડરાફ્ટ)

તે શરીરે કમજોર છે. He is faint bodied (હી ઈઝ ફેઇન્ટ બોડીડ)

તે ઢોંગથી રૂએ છે. He cries with faint (હી ક્રાઇઝ વિથ ફેઇંટ)

કેમ ચાલે છે? How do you fare? [હાઉ ડુ યુ ફેર?)

મારા નસીબે આમ થયું છે. My fate has 'one all this
(માઈ ફેઇટ હેઝ ડન ઓલ ધીસ)

તેણે સારી ખીજમતી આપી. He gave a good fate (હી ગેવ એ ગુડ ફેઇટ)

મારા પગ લાંબા છે. My feet are long (માઇ ફીટ આર લૅાંગ]

તેણે ઘણાં પરાક્રમ કર્યાં છે. He has done many exploits
(હી હેઝ ડન મૅની એક્સ્પ્લોઇટ્સ)

તું મુર્ખ છે. Thou art a fool (ધાઉ આર્ટ એ ફુલ]

આ ઘડો પાણીથી ભરેલો છે. This pot is full of water
(ધીસ પૉટ ઈઝ ફુલ ઑાફ વોટર)

તેના આગલા પગ ટુંકા છે. His forefeet are short (હીઝ ફોર ફીટ આર શૉર્ટ)

મારા ગુંજામાં પાંચ રૂપીઆ છે. I have five rupees in my pocket (આઇ હેવ ફાઇવ રૂપીઝ ઇન માઇ પોકેટ)

તમે સઘળા આગળ આવી જાઓ. All of you come forward
( ઓલ ઓફ યુ કમ ફૉરવર્ડ )

મારો નંબર પહેલો છે. My number is first (માય નમ્બર
ઇઝ ફર્સ્ટ )

વાડીમાં મરઘાં બોલે છે. The fowls crow in the garden
( ધ ફાઉલ્સ ક્રો ઇન ધી ગાર્ડન )

જુઠું બોલવું તે મહા પાપ છે. Lying is a great sin
(લાઇંગ ઇઝ એ ગ્રેટ સીન)

બહેરામખાન પોર્ટુગીઝના ટંટામાં મરી ગયો. Baharam Khan
was killed in frays with Portugese (બેહે-
રામખાન વોઝ કીલ્ડ ઇન ફ્રેઝ વીથ પોર્ટુગીઝ)

આ વાક્ય ખરૂં છે. This phrase is correct (ધીસ ફ્રેઝ
ઇઝ કરેક્ટ )

ટાઢથી પાણી ઠરી જાય છે. Water freezes on account
of cold ( વૉટર ફ્રીઝીઝ આન એકાઉન્ટ ઓફ કોલ્ડ)

બીલાડીનાં રૂવાં સુંવાળાં હોય છે. Furs of a cat are very
soft ( ફર્સ ઓફ એ કેટ આર વેરી સૉફ્ટ )

તેણે પોતાનું ઘર ઘરાણે મૂક્યું. He morogaged his house
(હી મૉર્ટગેજ્ડ હીઝ હાઉસ)

જૉન ઓફ આર્ક ઑર્લિયન્સની મેઇડ કહેવાતી. John of Ark
was called maid of Orleans (જાન ઓફ આર્ક
વોઝ કૉલ્ડ મેઇ ઓફ ઑર્લીયન્સ )

જાતીઓ બે છે, નર અને નારી. There are two sexes;

male and female ( મેલ્ અને ફીમેલ; મેલ ઍન્ડ ફીમેલ )

મેલ ટ્રેન હમેશાં ઉપડે છે. The mail train starts daily ( ધ મેલ ટ્રેન સ્ટાર્ટસ ડેઇલી )

સિંહની આળ લાંબી હોય છે. Mane of a lion is long (મેન ઑફ એ લાયન ઇઝ લૉંગ)

ઓક્સીજન હવાનો મુખ્ય અંશ છે. Oxygen is the main ingredient of air (ઓક્સીજન ઇઝ ધ મેન ઇનગ્રેડીઅન્ટ ઑફ એર)

મારી પાસે લાંબો ઝભ્ભો છે. I have a long mantle (આઇ હૅવ એ લૉંગ મેન્ટલ )

અભિમન્યુ સાતમા કોઠે મુઓ. Abhimanue died in the seventh maze (અભિમન્યુ ડાઇડ ઇન ધ સેવન્થ મેઝ)

મકાઈ હિંદુસ્તાનમાં વપરાય છે. Maize is used in India ( મેઇઝ ઇઝ યુઝડ ઇન ઇન્ડીઆ )

તેઓ તેમને દીવાનખાનામાં લઈ ગયા. They took them in the castle hall (ધે ટુક ધૅમ ઇન ધ કેસલ હૉલ)

હેનરી બીજો લશ્કરી જુસ્સાને માટે પ્રખ્યાત છે. Henry the second is famous for his martial spirit (હેનરી ધી સેકન્ડ ઇઝ ફેમસ ફોર હીઝ માર્શિયલ સ્પીરીટ)

આ કૃત્ય હલકું છે. This is a mean act ( ધીસ ઇઝ એ મીન એક્ટ )

તેનો દેખાવ બીહામણો હતો. His sight was fearful ( હીઝ સાઇટ વૉઝ ફીઅરફુલ)

કાબુલી લોકો જબરા છે. The Kabulis are strong ( ધ કાબુલીઝ આર સ્ટ્રોંગ )

તે વીડમાં મર્યો. He was killed in the meadow ( હી વૉઝ કીલ્ડ ઇન ધ મૅડો )

તે ત્યાં તેને મળશે. He will meet him there ( હી વીલ મીટ હીમ ધેર )

આ માંસ છે. This is meat (ધીસ ઇઝ મીટ)

હું આ ખેતર માપું છે. I mete this field ( આઇ મીટ ધીસ ફીલ્ડ )

મને લગાર ઉંઘવા દો. Let me take a nap ( લેટ મી ટેક એ નૅપ )

હું તમને લાત મારીશ. I will give you a kick (આઇ વીલ ગીવ યુ એ કીક )

હું જઇશ, અરે ખાઇશ પણ ખરો. I will go, nay I will eat too (આઇ વીલ ગો ને આઇ વીલ ઇટ ટુ)

ઘોડો ખુંખારે છે. The horse neighs (ધ હોર્સ નેઝ)

ધરીપર પૈડાનો આધાર છે. Wheels are supported by a nave ( વ્હીલ્સ આર સપોર્ટેડ બાય એ નેવ )

આ લુચ્ચો છે. This is a nave (ધીસ ઇઝ એ નેવ)

મારે પૈસાની જરૂર છે. I am in need of money [ આઇ એમ ઇન નીડ ઓફ મની )

આ નવી ચોપડી છે This is a new book ( ધીસ ઇઝ એ ન્યુ બુક )

મેં બધું જાણ્યું I knew all (આઇ ન્યુ ઑલ)

રાત્રે તારા ઉગે છે. The stars rise at night ( ધ સ્ટાર્સ રાઇસ ઍટ નાઇટ )

તેને લશ્કરી સીપાઇનો ખીતાબ મળ્યો He got the title of a knight (હી ગૅાટ ધ ટાઇટલ ઓફ એ નાઇટ)

હું ત્યાં નહીં આવું. I shall not come there ( આઇ શૅલ નૅાટ કમ ધેર )

તમે કહ્યું તે મેં સાંભળ્યુ છે. I have heard what you said (આઇ હૅવ હર્ડ વૅાટ યુ સેઇડ)

આ ટેકરી ઉંચી છે. This hill is high (ધીસ હીલ ઇઝ હાઇ)

હું ત્યાં આવીશ, I will come there (આઇ વીલ કમ ધેર)

મારી આંખ લાલ છે. My eye is red (માય આઇ ઇઝ રેડ)

ઘરમાં આવો Come in the house (કમ ઇન ધ હાઉસ)

તેઓ ધર્મશાળામાં જમે છે. They dine in an inn ( ધે ડાઇન ઇન એન ઇન )

રોમ શહેર છે. Rome is a town (રોમ ઇઝ એ ટાઉન)

અમારા શિક્ષક જ્યુરીમાં જાય છે, Our teacher attends Jury (અવર ટીચર એટેન્ડસ જ્યુરી)

સાચું હોય તે બોલો. Speak what is true ( સ્પીક વ્હૅાટ ઇઝ ટ્રુ )

એક અઠવાડીયું ટુર્નામેન્ટ વગર ગયું નથી. Not a week has passed without tournement (નૅાટ એ વીક હેઝ પાસ્ટ વીધાઉટ ટુર્નામેન્ટ )

મારી પાસે કુંચીનું ઝુમખું છે. I have a bunch of keys (આઇ હૅવ એ બંચ ઓફ કીઝ)

વહાણ બંદરમાં ઊભું રહે છે. The ship is anchored in the quay (ધ શીપ ઇઝ એન્કર્ડ ઇન ધ કે)

તેઓ તમને મારશે. They will kill you (ધે ઉવીલ કીલ યુ)

ચુનો ભઠીમાં બળે છે. Lime is burnt in a kiln (લાઇમ ઇઝ બર્ન્ટ ઇન આ કીલ)

મારી પાસે લાખો રૂપીઆ છે. I have thousands of rupees (આઇ હેવ થાઉઝન્ડસ ઓફ રૂપીઝ)

તમારી વર્તણુંક સારી નથી. You lack in your conduct (યુ લૅક ઇન યૉર કૉન્ડક્ટ)

હું મારા તંતુ નરમ કરૂં છું. I soften my nerves (આઇ સોફન માઇ નર્વસ)

તેઓએ ગધેડા ઉપર બોજો ભર્યો. They loaded an ass with burden (ધે લોડેડ એન એસ વીથ બર્ડન)

મેં મેજપર કલમ મૂકી. I laid the pen on the table (આઇ લેઇડ ધ પેન ઓન ધ ટેબલ)

તેને મેજપર મુકવામાં આવ્યું હતું. It was laid on the table (ઇટ વોઝ લેઇડ ઓન ધી ટેબલ)

તે પાણીમાં લપસી પડયો. He launched in water (હી લૉન્ચ્ડ ઇન વોટર)

આ ગલી સાંકડી છે. This lane is narrow (ધીસ લેન ઇઝ નૅરો)

આ પાંદડું અણીવાળું છે. This leaf is forky (ધીસ લીફ ઇઝ ફૉરકી)

તેઓ આંધળાને દોરી ગયા They led a blind man (ધે લેડ એ બ્લાઇન્ડ મૅન)

સીસું કાળાશપર હોય છે, Lead is rather dark (લેડ ઇઝ રાધર ડાર્ક)

આ પીપ કાણું છે. This tub leaks (धीस टब लीक्स)

તેઓ કર મુકે છે. They impose taxes (ધે ઇમ્પોઝ ટેક્સીઝ)

તે શરીરે ખોડવાળો છે He is defective in his limb (હી ઇઝ ડીફેક્ટીવ ઇન હીઝ લીમ્બ)

જુઓ, પેલો માણસ જાય છે. Lo, that man is going (લો ધેટ મેન ઇઝ ગોઇંગ)

ધીમેથી બોલો. Speak slowly (સ્પીક સ્લોલી)

તે એકલો રહે છે He lives alone (હી લીવ્સ એલોન)

આ તળાવમાં ઘણાં માછલાં છે. This tank contains many fishes (ધીસ ટેન્ક કન્ટેઇન્સ મૅની ફીશીઝ)

પેટીને તાળુ વાસો. Lock the box (લૉક ધ બોક્ષ)

લોકટે નામ સરોવર છે There is a lake named Lochtay (ધેર ઇઝ એ લેક નેઇમ્ડ લોકટે)

પ્રભુએ દુનીઆ બનાવી છે. God has made this world (ગૉડ હેઝ મેઇડ ધીસ વર્લ્ડ)

સુતારે આ પેટી બનાવી. Carpenter made this box (કાર્પેન્ટર મેઇડ ધીસ બોક્સ)

મારી પાસે કાળી સીસાપેન છે. I have a black pencil (આઇ હૅવ એ બ્લેક પેન્સીલ)

ઘોડા ઉપર ઝુલતું લુગડું હતું. The cloth on the horse was pensile (ધ કલૉથ ઓન ધ હૉર્સ વોઝ પેનસીલ)

આ જગ્યા સારી છે This place is agreeable (ધીસ પ્લેસ ઇઝ એગ્રીએબલ )

આ બહુ લાંબી માછલી છે. This is a very long fish (ધીસ ઇઝ એ વેરી લોંગ ફીશ )

આ રંદો અણીદાર છે. This plane is sharp ( ધી પ્લેન ઇઝ શાર્પ )

આ હીસો આરસ છે. This is a plain marble (ધીસ ઇઝ એ પ્લેઈન માર્બલ )

હું તેને ખુશી કરીશ. I will please him (આઇ વીલ પ્લીઝ હીમ)

તેણે ઘણાં બહાનાં કાઢ્યાં. He found out many pleas (હી ફાઉન્ડ આઉટ મેની પ્લીઝ)

આ લાકડી લાંબી છે. This is a long pole [ ધીસ ઇઝ એ લૉંગ પોલ )

મુંડી વેરો ઔરંગઝેબે નાંખ્યો. Aurangzeb laid a poll tax (ઔરંગઝેબ લેઇડ એ પૉલ ટેક્સ)

શરીરમાં ઘણાં છીદ્ર છે. There are many pores in the body (ધેર આર મેની પોર્સ ઇન ધ બૉડી)

તે પાણી રેડે છે. He pours water (હી પોર્સ વોટર)

હું આખી રાત પ્લેટફૉર્મપર સુઇ રહી. I slept on the platform the whole night ( આઇ સ્લેપ્ટ ઓન ધી પ્લૅટફૉર્મ ધ હોલ નાઈટ )

તે ચીતારાનું પાટીયું રંગેલું છે. The painter's board is coloured (ધ પેઇન્ટર્સ બોર્ડ ઇઝ કલર્ડ)

તેના ઘોડાપર જુનું જીન છે. On his horse is a pannel (ઓન હીઝ હોર્સ ઇઝ એ પેનલ]

આ પાટીઆનો કકડો ભાગેલો છે. This panel is broken (ધીસ પેનલ ઇઝ બ્રોકન)

થોડીવાર ઉભા રહો. Wait for a while (વેઈટ ફોર એ વ્હાઈલ)

તેના મુલકમાં સલાહશાંતી હતી. There was peace in his dominion [ધેર વૉઝ પીસ ઇન હીઝ ડુમીનીઅન)

ચાકનો કકડો લાવો. Bring a piece of chalk (બ્રીંગ એ પીસ ઓફ ચૉક)

યુરોપમાં મોટાં શીખરો છે. There are big summits in Europe (ધેર આર બીગ સમીટસ ઈન યુરોપ)

ચામડીને ગરમ અગર ટાઢું લાગે છે. The skin feels cold or hot (ધ સ્કીન ફીલ્સ કોલ્ડ ઓર હૉટ)

આ ઘંટની વીંટી લોઢાની છે. This peal is made of iron (ધીસ પીલ ઇઝ મેડ ઓફ આયર્ન)

પાકને વરસાદ મદદ કરે છે, Rain helps crops (રેઇન હૅલ્પ્સ ક્રોપ્સ)

અકબરે ૪૯ વરસ રાજ્ય કર્યું. Akbar reigned for forty nine years (અકબર રેઇન્ડ ફૉર ફૉર્ટી નાઇન યયર્સ)

તે ઘોડા ઉપર કાબુ રાખી શકતો He could rein the horse (હી કુડ રેઇન ધી હોર્સ)

આ ગાંઠ મહેરબાની કરી છોડશો. Will you please untie this knot (વીલ યુ પ્લીઝ અનટાઇ ધીસ નોટ)

ના હું નહીં છોડું No I shall not (નો, આઈ શેલ નોટ)

અહીં કોઇ નથી. None is here (નન ઇઝ હીઅર)

આ બાની ખરાબ છે This n m is vicious (ધીસ નન ઇઝ વીશીઅસ)

તમારૂં નાક કાપી નાખીશ I will cut your nose (આઇ વીલ કટ યોર નોઝ)

આ માપનાર સારો માણસ છે This meere is a good man (ધીસ મીટર ઇઝ એ ગુડ મેન)

આ છંદ રમણીક છે This metre is charming (ધીસ મીટર ઇઝ ચાર્મીંગ)

પાણીમાં જીવ હોય છે. There are living beings in water (ધેર આર લીવીંગ બીઈંગ્ઝ ઈન વૉટર)

તે તેના જોરને લીધે પ્રખ્યાત છે. He is known for his might (હી ઈઝ નોન ફોર હીઝ માઇટ)

ઇશ્વર બળવાન છે. God is mighty (ગૉડ ઈઝ માઈટી]

હું મારા કામને માટે પશ્ચાતાપ કરૂં છું I repent for my actions (આઇ રીપેન્ટ ફોર માય એક્શન્સ)

તેઓએ ઘાસ કાપ્યું છે They have mown grass (ધે હેવ મોન ગ્રાસ)

મારી આંખમાં મોતીઓ છે. There is a moti in my eye (ધેર ઇઝ એ મોટી ઈન માય આઇ]

આ ખાડી ઉંડી નથી. This moat is not deep (ધીસ મોટ ઈઝ નોટ ડીપ)

મેં ખચ્ચરપર સ્વારી કરી. I rode upon a mule (આઈ રોડ અપોન એ મ્યુલ)

શીયાળ બાળકની પેઠે રડે છે. Jakol mews like a child [જેકોલ મ્યુઝ લાઈક એ ચાઈલ્ડ)

કેપ્ટને થોડો વખત વિચાર કર્યો. The captain mused for a little while (ધ કેપ્ટન મ્યુઝ્ડ ફોર એ લીટલ વ્હાઈલ)

તે બધું જાણે છે. He knows all (હી નોઝ ઓલ]

કાચું સોનું હીંદુસ્તાનમાંથી નીકળે છે. Ore of gold is found out in India ( ઓર ઓફ ગોલ્ડ ઈઝ ફાઉન્ડ આઉટ ઈન ઈન્ડીઆ )

ખલાસી હલેસાથી વહાણ ચલાવે છે. The sailors move the ship with oars (ધ સેઇલર્સ મુવ ધ શીપ વીથ ઓર્સ ]

તેણે ફરી ફરી વાંચ્યું. He read it over and over again (હી રેડ ઇટ ઓવર એન્ડ ઓવર અગેઈન)

આ ઘર તમારૂં છે. This is your house (ધીસ ઈઝ યોર હાઉસ)

એક કલાક પછી આવીશ. I will come after an hour (આઇ વીલ કમ આફ્ટર એન અવર)

તમારો ચહેરો ફીકો છે. Your face is pale (યોર ફેસ ઇઝ પેલ)

લાકડાના વાસણમાં પાણી છે. There is water in a pail (ધેર ઈઝ વોટર ઇન એ પેઇલ)

આ કાચનો કકડો ભાંગેલો છે. That pane is broken (ધેટ પેન ઇઝ બ્રોકન)

મારા પેટમાં દરદ છે. I have a pain in my belly (આઇ હેવ એ પેઇન ઇન માય બેલિ )
મારે બુટ લેવા છે. I am to buy a pair of boots (આઇ એમ ટુ બાય એ પેર ઓફ બુટસ)
આ ફળ સડેલું છે. This fruit is putrified (ધીસ ફ્રુટ ઇઝ પુટ્રીફાઇડ )

---

શબ્દો.

સંદેશો Message (મૅસેજ)
બીડી પીવી Smoke (સ્મોક)
ઘંટ Bell (બેલ)
ચીજો Articles (આરટીકલ્સ)
જકાત Duty (ડયુટી)
કાકાનો uncle's (અંકલ્સ)
વારસ heir (હેર)
અવાજ noise (નોઇઝ)
બાગ garden (ગારડન)
આવી પહોંચી arrived (એરાઇવ્ડ)
ટપાલ post (પોસ્ટ)
દુધવાળો milkman (મીલ્ક મેન)
ઘરાક customers (કસટમર્સ)
નદી river (રીવર)
વારંવાર Often (ઓફ્ન)
ગાળવો Pass (પાસ)
કીંમત બેઠી (Cost)
ફેરવવું Alter (ઑલટર)
લાકડી Stick (સ્ટીક)
મુકી ગયા left (લૅફ્ટ)
ઓરડો room (રૂમ)
પુરતું enough (ઇનફ)
ખરૂં true (ટ્રુ)
વેચ્યું sold (સોલ્ડ)
તેહવાર holiday (હૉલીડે)
ઘોડે બેસવું ride (રાઇડ)
ઓળંગવું cross (ક્રૉસ)
ક્યારનું already (ઓલરેડી)
આમંત્રણ કીધું Invited (ઇનવાઇટેડ

પલટણ regiment (રેજીમેન્ટ)
ને તાબે હોવું belong (બીલોંગ)
નવી new (ન્યુ)
દુકાન shop (શૉપ)
પહેલાં first (ફર્સ્ટ)
શેહેર city (સિટિ)
લખ્યો written (રીટન)
કીધો made out (મેડ આઉટ)
હીસાબ account (એકાઉન્ટ)
સલામ કીધી saluted (સેલ્યુટેડ)
મહેતાજી teacher (ટીચર)
અજાણ્યો stranger (સ્ટ્રેનજર)
બીન્યા afraid (અફ્રેડ)
દરીયો sea (સી)
શોખીન fond (ફોન્ડ)
શીકારના hunting (હન્ટીંગ)
આગબોટ steamer (સ્ટીમર)
વાંચી read (રેડ)
રમત game (ગેમ)
રમવું play (પ્લે)
કપડાં dress (ડ્રેસ)
બોલો છો speak of (સ્પીક ઓફ)
રોકાયલા busy (બીઝી)

સાથે આવવાને To accompany (ટુ એકમ્પની)
વધારાનું spare (સ્પેર]
બધું altogether (ઓલટુગેધર)
કોટ fort (ફોર્ટ)
મેવો fruit (ફ્રુટ)
શોધવું seek (સીક)
ખોયું lost (લૉસ્ટ)
વાંચો છો are reading (આર રીડીંગ)
ઉપડવું start (સ્ટાર્ટ)
કોનો whose (હુઝ)
જમવું dine (ડાઇન)
ભરોશો રાખવો rley (રીલાઇ)
તરવું swim (સ્વીમ)
કુદવું jump (જમ્પ)
ઉપર over (ઓવર)
ફ્રાન્સનો french (ફ્રેન્ચ)
બગાડયું spoiled (સ્પોઇલ્ડ)
વધારે more (મૉર)
ઢીલ કરવી delay (ડીલે)
ફાડી નાખેલું torn (ટોર્ન)
હસો છો laughing (લાફીંગ)

પાનું page (પેજ)
રસ્તો, મોહલ્લો street (સ્ટ્રીટ)
આવક Income (ઇનકમ)
બતાવવું show (શો)
બજાવ્યું performed (પરફોર્મડ)
રાત night (નાઇટ)
પગાર salary (સેલરી
રકમ amount (એમાઉન્ટ)
છેકી નાંખ્યો struck off (સ્ટ્રક ઓફ)
ધ્રુજવું tremble (ટ્રેમ્બલ)
તરુણ પુરૂષ youth (યુથ)
શ્રાપ curse (કર્સ)
ચેતવણી warning (વૉરનીંગ)
દિલગીર sorry (સોરી)
દીવાસળીની પેટી match-box (મેચ બોક્સ)
બીડી cigar (સિગાર)
સૌથી પાસે nearest (નીયરેસ્ટ]

કામ કરતા working (વર્કીંગ)
ધમકાવ્યો scolded (સ્કોલ્ડેડ)
મદદ કરવી help, assist (હેલ્પ, એસીસ્ટ)
સ્વપ્નું dream (ડ્રીમ)
ધિક્કારવું hate (હેટ)
એક બીજાને each other (ઇચ અધર)
પગાર wages (વેજીસ)
રસોઇઓ cook (કુક)
બાજુ extra (એક્સ્ટ્રા)
ખરચ expense (એક્સપેન્સ)
રહેઠાણ residence (રેસીડન્સ)
છત્રી umbrella (અમબ્રેલા)
ખાધું dined (ડાઇન્ડ)
વીચાર છે mean (મીન)
નીકળવાનો to start (ટુ સ્ટાર્ટ)
ખસેડ્યું removed (રીમુવ્ડ)
શીખવ્યું taught (ટોટ)

---

## પ્રશ્નાર્થ શબ્દો.

am (ઍમ) છું
are (આર) છે, છો
was (વોઝ) હતો

shall (શૅલ) ભવિષ્યકાળની નીશાની
can (કેન) શકવું
did (ડીડ) કીધું, કર્યું

**what** (હ્વોટ) શું

where (ઉ્વ્હેર) જ્યાં, ક્યાં

when (ઉ્વ્હેન) જ્યારે, ક્યારે

who (હુ) કોણ

whom (હુમ) કોને

whose [હુઝ] કોનો, કોની

whence (ઉ્વ્હેન્સ) ક્યાંથી

whether (ઉ્વીધર) ક્યાં

why (ઉ્વાય) શા માટે

will (ઉ્વીલ) ભવિષ્યકાળની નીશાની

which (ઉ્વીચ) કયો, કઇ, કયું

do (ડુ) કરવું

don't (ડોન્ટ) ના, નહીં

does (ડઝ) કરે છે

had (હડ) હતો

has (હૅઝ) છે, પાસે છે

have (હૅવ) છે, પાસે છે

how (હાઉ) કેમ

Is (ઇઝ) છે

may (મે) વીનંતી દેખાડનારૂં ક્રીયાપદ

તમે મહેતાજી છો ? Are you a teacher ? ( આર યુ આ ટીચર ? )

શું તે રસ્તાઓ સારા નથી ? Are the roads not good ? ( આર ધી રોડ્ઝ નૉટ ગુડ ? )

તમે અજાણ્યા છો ? Are you a stranger ? ( આર યુ આ સ્ટ્રેન્જર ? )

તમે દરીઆથી બીહો છો ? Are you afraid of the sea ? (આર યુ અફ્રેડ ઓફ ધી સી ? )

તમને તે બાઇ સાથે ઓળખાણ છે ? Are you acquainted with that lady ? ( આર યુ એક્વેનટેડ ઉ્વીધ ધૅટ લેડી ? )

તમે હમણાં કાગળ લખો છો ? Are you writing the letter now ? (આર યુ રાઇટીંગ ધી લેટર નાઉ ? )

તેઓ શિકારના શોખીન છે? Are they fond of hunting?
( આર ધે ફોન્ડ ઓફ હન્ટીગ ? )

આગબોટ કેટલે વાગતે ઉપડશે? At what time will the steamer start? (એટ હવૉટ ટાઇમ વીલ ધી સ્ટીમર સ્ટાર્ટ?)

મારે કેટલે વાગતે ઉઠવું જોઇશે? At what time shall I have to get up? [ એટ હવોટ ટાઇમ શૅલ આઇ હૅવ ટુ ગેટ અપ ? )

સહવારે તમે ક્યારે ઉઠો છો? At what time do you get up in the morning ( એટ હવોટ ટાઇમ ડુ યુ ગેટ અપ ઇન ધી મોરનીંગ ? )

તમે આજે કોને ઘેર જમ્યા? At whose house did you dine to-day? (એટ હુઝ હાઉસ ડીડ યુ ડાઇન ટુ-ડે?)

કાલે તમે કેટલે વાગતે જશો? At what o'clock will you go to-morrow? (એટ હવોટ ઓ'કલૉક ઉવીલ યુ ગો ટુ-મોરો?)

તમે તે કરી શકશો? Can you do that? (કૅન યુ ડુ ધેટ?)

આપણાથી અંદર જવાશે? Can we go in? ( કૅન ઉવી ગો ઇન?)

હું તમારી ઉપર ભરોસો રાખું? Can I rely on you?
( કૅન આઇ રીલાઇ ઓન યુ ? )

તમે તરી શકો છો? Can you swim? (કૅન યુ સ્વિમ?)

તમારા ભાઇએ રજા લીધી છે કે નહી? Has your brother taken leave or not? (હૅઝ યોર બ્રધર ટેકન લીવ ઓર નૉટ ?)

મારી સીસાપેન કોઇની પાસે છે કે ? Has anybody got my pencil ? (હેઝ એનીબોડી ગૉટ માઇ પેનસીલ ? )

તેને પુછયું કે તમે તેને આમંત્રણ કર્યું ? Have you asked him about his invitation ? ( હૅવ યુ આસ્કડ હીમ એબાઉટ હીઝ ઇનવીટેશન ? )

તમે તે આગબોટ જોઇ છે કે ? Have you seen that steamer ? (હૅવ યુ સીન ધૅટ સ્ટીમર ? )

તમે બીલ લાવ્યા ? Have you brought the bill ? ( હેવ યુ બ્રોટ ધી બીલ ? )

તમને મારી સાથે આવવાને ફુરસદ છે ? Have you leisure to accompany me? (હૅવ યુ લીઝર ટુ એકમ્પની મી?)

તમે કોઇ વાર લંડન ગયા છો ? Have you ever been to London ? હેવ યુ એવર બીન ટુ લંડન ? )

તમારી પાસે કાંઇ વધારાની પેટી છે ? Have you any spare box ? (હેવ યુ એની સ્પેર બોકસ ? )

તમે તે બધું પુરૂં કર્યું છે ? Have you finished it ? (હેવ યુ ફીનીશ્ડ ઇટ ? )

તમારી પાસે કાંઈ પરચુરણ છે ? Have you any change ? ( હેવ યુ ઍની ચેન્જ ? )

તમે તે બાગમાં ગયા નથી કે ? Have you not been in that garden ? (હૅવ યુ નૉટ બીન ઇન ધેટ ગારડન ?)

તમે મારા બાપને જોયા છે ? Have you seen my father? ( હૅવ યુ સીન માયર ફાધર ? )

**તમે તેને ચોપડી આપી નથી કે?** Have you not given him the book? (હેવ યુ નાટ ગીવન હીમ ધી બુક?)
**તમે તેને કાગળ લખ્યો કે?** Have you written a letter to him? (હેવ યુ રીટન એ લેટર ટુ હીમ?)
**તમે મારો હીસાબ કર્યો નથી?** Have you not made out my account? (હેવ યુ નૉટ મેડ આઉટ માય એકાઉન્ટ?)
**તમે મારા મીત્રને સલામ કરી કે?** Have you saluted my friend? (હેવ યુ સેલ્યુટેડ માઈ ફ્રેન્ડ?)
**તમે કેવી રીતે ગયા?** How did you go? (હાઉ ડીડ યુ ગો?)
**અહીંથી લંડન કેટલું દુર છે?** How far is London from here? (હાઉ ફાર ઇઝ લંડન ફ્રામ હીઅર?)
**તમને આ શહેર કેવું લાગે છે?** How do you like this town? (હાઉ ડુ યુ લાઈક ધિસ ટાઉન?)
**તમે અહિંયાં કેટલી વખત આવ્યા છો?** How often have you been here? (હાઉ ઓફન હેવ યુ બીન હીયર?)
**તમે અહિંયાં ક્યાં સુધી રહેશો?** How long will you be here? (હાઉ લૉંગ વીલ યુ બી હીઅર?)
**આપણે વખત કેમ ગુજારશું?** How shall we pass the time? (હાઉ શેલ વી પાસ ધી ટાઈમ?)
**મારે કેટલો વખત વાટ જોવી પડશે?** How long shall I have to wait? (હાઉ લોંગ શેલ આઇ હેવ ટુ વેટ?)
**તે પેટીની તમને શું કીંમત બેઠી?** How much did that box cost you? (હાઉ મચ ડીડ ધેટ બૉક્સ કૉસ્ટ યુ?)

આની શી કીંમત બેઠી? How much did this cost you? (હાઉ મચ ડીડ ધિસ કૉસ્ટ યુ?)

તેણે તમને કેટલું આપ્યું? How much did he give you? (હાઉ મચ ડીડ હી ગીવ યુ?)

તમે મને કહી શકશો કે "પી" ક્યાં રહે છે? Can you tell me where P. lives? (કેન યુ ટેલ મી ઉવ્હેર પી લીવ્ઝ?)

તમે તેને ઘેર લઇ જઇ શકશો? Can you take him to his house? (કેન યુ ટેક હીમ ટુ હીઝ હાઉસ?]

તમે પેલી ખુરશી ઉપરથી કુદકો મારી શકશો? Can you jump over the chair? (કેન યુ જમ્પ ઓવર ધી ચેર?)

તમે તેને તે સંદેશો આપ્યો કે? Did you give him the message? [ડીડ યુ ગીવ હીમ ધી મૅસેજ?)

તમે બીડી પીઓ છો? Do you smoke? (ડુ યુ સ્મોક?)

તમે તે ઘંટ સાંભળો છો? Do you hear the bell? (ડુ યુ હાયર ધી બૅલ?)

તમે મીસ્તર "જે." ને ઓળખો છો? Dou you know Mr. J? (ડુ યુ નો મીસ્ટર જે?)

તમને ખબર છે કે તે ક્યાં છે? Do you know where he is? ડુ યુ નો ઉવ્હેર હી ઇઝ?)

શું આ માલની કાંઇ જકાત પડે છે? Do these articles require duty to be paid? (ડુ ધીઝ આરટીકલ્સ રીક્વાયર ડ્યુટી ટુ બી પેઈડ?]

તમે મને કહેશો ? Will you speak to me ? ( વીલ યુ સ્પીક ટુ મી ? )

તમે જાણો છો કે તે કોણે કીધું ? Do you know who did that ? (ડુ યુ નો હુ ડીડ ધૅટ ?)

તમે તેને ઓળખતા નથી ? Do you not know him ? ( ડુ યુ નોટ નો હીમ ? )

મારા ભાઇ પાસે કોના પૈસા છે? Whose money my brother has ? (હુઝ મની માય બ્રધર હૅઝ ?)

તમે આ અવાજ સાંભળો છો ? Do you hear this noise ? ( ડુ યુ હીઅર ધિસ નૉઇઝ ? )

તમારો મારા બાપને કહેવાનો વિચાર છે ? Do you intend to tell my father ? ( ડુ યુ ઇનટેન્ડ ટુ ટેલ માઇ ફાધર ? )

તે જે કહે છે તે તમે સમજતા નથી? Don't you understand what he says ? (ડોન્ટ યુ અનડરસ્ટેન્ડ વ્હૉટ હી સેઝ ?)

શું તમારો છોકરો ઇંગ્રેજી શીખે છે ? Does your son learn English ? ( ડઝ યૅાર સન લર્ન ઇંગ્લીશ ? )

તે આટલામાંજ રહે છે ? Does he live somewhere here ? (ડઝ હી લિવ સમઉવ્હેર હીઅર ?)

શું તે બાગમાં રહે છે ? Does he live in the garden ? (ડઝ હી લિવ ઇન ધી ગારડન ?)

આગગાડી આવી પોહોચી છે શું ! Has the train arrived ? ( હૅઝ ધી ટ્રેન અરાઇવ્ડ )

તે દુધવાળો આવ્યો કે ! Has the milkman come? (હૅઝ ધી મિલ્કમૅન કમ ?)

તમારો દોસ્તદાર ગયો ? Has your friend gone ? (હૅઝ યોર ફ્રેન્ડ ગૉન ?)

કોઇને દરજીને બોલાવવા મોકલ્યો છે કે ? Has anybody been sent for the tailor ? ( હૅઝ એનીબૉડી બીન સૅન્ટ ફોર ધી ટેલર ? )

તેના ઘણું ઘરાક છે કે ? Has he got many customers ? (હૅઝ હી ગૉટ મેની કસટમર્સ ?)

---

## The Noun. ( ધી નાઉન ) નામ વીષે.

A noun is the name of any person, place or thing કોઇ પુરૂષ, સ્થળ, અથવા વસ્તુના નામને નામ કહે છે; as Gopal, (ગોપાલ) છોકરાનું નામ છે. Surat (સુરત) શહેરનું નામ છે. Horse ( હૉર્સ ] ઘોડો, Gold ( ગોલ્ડ ) સોનું વીગેરે.

Nouns are of five kinds:—

(1) A Proper Noun ( એ પ્રોપર નાઉન ) વિશેષ નામ is the name of only one person or thing: વિશેષ નામ એટલે એકજ પુરૂષ અથવા સ્થળનું નામ જેમકે, John (જોહન) માણસનું નામ છે. India ( ઇન્ડીયા ) દેશનું નામ છે. Ganges (ગેન્જીસ) ગંગા નદી.

(2) A Common Noun (એ કૉમન નાઉન્) (સામાન્ય નામ) is the name which can be given to all things of the same kind; જે શબ્દ એક વર્ગના દરેકને લાગુ પડે તેને સામાન્ય નામ કહે છે. જેમકે:—Horse (હૉર્સ) ઘોડો, Cow (કાઉ) ગાય, Man (મૅન્) માણુસ.

(3) A Collective Noun (એ કલેક્ટીવ નાઉન્) (સમુહવાચક નામ) denotes a number of persons or things taken as one; as, flock, army, crowd &c જેમકે, Flock (ફ્લૉક) ટોળું. Army (આર્મી) ફોજ. Crowd (ક્રાઉડ) ટોળું. જે શબ્દ પુરૂષ અથવા વસ્તુના નામનો સમુહ બતાવે છે તે શબ્દને સમુહવાચક નામ કહે છે.

(4) A Material Noun (એ મેટીરીઅલ નાઉન્) પદાર્થ સુચક નામ denotes the name of substances; as, iron (આયર્ન) લોઢું, gold (ગોલ્ડ) સોનું, stone, (સ્ટોન્) પથ્થર, wood (વુડ) લાકડું. પદાર્થ સુચક કોઈ પદાર્થનું નામ બતાવે છે.

(5) An Abstract Noun (ઍન ઍબ્સ્ટ્રૅક્ટ નાઉન) (ભાવવાચક નામ) is the name of a quality or action; જે નામ પ્રાણી, પદાર્થ ન દેખાડતાં તેઓમાં રહેલો ગુણ, સ્થિતિ, વિગેરે બતાવે છે તેને ભાવવાચક નામ કહે છે. જેમકે, whiteness [વ્હાઇટનેસ) ધોળાપણું, Bravery (બ્રેવરી) બહાદુરી, Truth (ટ્રુથ) સાચ.

## વાંચન પાઠ ૫૧ મો.

શક્તીવાળું able (એબલ)
બોલવું to speak (ટુ સ્પીક)
રવીવાર Sunday [સન્ડે)
મોટેથી loudly (લાઉડલી)
જમીન ground (ગ્રાઉન્ડ)
પકડવું caught (કૉટ)
વેચનાર seller (સેલર)
દોરડું cord (કૉર્ડ)
રીતભાત manners (મૅનર્સ)
કામ work (વર્ક)
દુધ milk (મિલ્ક)
પડવું to fall [ટુ ફૉલ)
પણ even (ઇવન)
ભાગ્યેજ seldom (સેલ્ડમ)
ભાગવું to break (ટુ બ્રેક)
સોટી cane (કેઇન)
વાપરવી to use (ટુ યુઝ)
તાવ fever (ફીવર)
કાગડો crow (ક્રો)
ખાટલો cot (કૉટ)
ભોંયરૂં celler (સેલર)
તાંત chord (કૉર્ડ)
બળદ bullock (બુલૉક)
દરમીયાન course (કોર્સ)
ખાતરી sure (સ્યુર)
ઘણું દરજ્જે (ઘણું) pitch (પીચ)
સાંભળવું to hear (ટુ હીઅર)
જન્મથી by birth (બાય બર્થ)
તસ્દી લેવી deign (ડેઇન)
અંધારૂં dark (ડાર્ક)

મીયાંનો એક છોકરો વલ્લી હતો One of the sons of Miya was Valli (વન ઑફ ધી સન્સ ઑફ મીયાં વૉઝ વલ્લી )

તેનાથી બોલાય એવું પણ નહતું. He was not able to speak even (હી વૉઝ નૉટ એબલ ટુ સ્પીક ઇવન )

કોણ જાણે તે કોનો છોકરો હતો. He does not know whose son he was (હી ડઝ નૉટ નો હુઝ સન હી વૉઝ)

ચોટી ઘણી ક્વચિત્ વાપરવી. A cane should be used very seldom (એ કેઇન શુડ બી યુઝડ વેરિ સેલ્ડમ)

ગયે સોમવારથી એને તાવ આવે છે. He has caught fever since Monday last [હી હેઝ કૉટ ફીવર સીન્સ મન્ડે લાસ્ટ ]

હું ત્યાં આવ્યો ત્યારે તે ખાટલા ઉંપર પડ્યો પડ્યો ઉંઘતો હતો. When I came there, he lay asleep on a cot (વ્હેન આઇ કેઇમ ધેર, હી લે એસ્લીપ ઑન એ કૉટ]

પેલો કાગડો મોટેથી કાકા કરે છે, તે તમે સાંભળો છો ? Do you hear how loudly that rook crows! ( ડુ યુ હીઅર હાઉ લાઉડલી ધેટ રૂક ક્રોઝ )

જમીન ઉપર પદાર્થ પડે છે તેનું કારણ તેઓને માલુમ નથી. They don't know the cause of bodies falling to the ground (ધે ડોન્ટ નો ધ કૉઝ ઑફ બૉડીઝ ફૉલીંગ ટુ ધ ગ્રાઉન્ડ)

તે જે ભોયરામાં ઉતર્યો તેમાં અંધારૂં હતું. The cellar into which he went down was dark (ધ સેલર ઇન્ટુ વ્હીચ હી વેન્ટ ડાઉન વૉઝ ડાર્ક )

આ માણસ બરફ વેચનાર છે. This man is a seller of ice (ધીસ મેન ઇઝ એ સેલર ઑફ આઇસ )

મેં તે તાંત તોડયો હશે. I would have broken the chord (આઇ વુડ હેવ બ્રૉકન ધ કાર્ડ )

બળદને દોરડું બાંધ્યું તે તેણે તોડી નાખ્યું છે. The bollock has broken the cord which held him (ધી

પુઅરલીટ હેઝ ઑાકન ધ કોર્ટ વિચ હેલ્ડ હીમ )

તેની રીતભાત ઘણી જંગલી હતી. His manners were very coarse [ હીઝ મેનર્સ વેર વેરિ કોર્સ )

આખા દહાડામાં ગમે ત્યારે એ કામ કરીશ I will do this work in the course of the day (આઇ વિલ ડુ ધિસ વર્ક ઇન ધ કોર્સ ઓફ ધી ડે ]

આલ્ફ્રેડ ધી ગ્રેટ એ જાતે સાકશન હતો, ડેન નહોતો. Alfred the great was a Saxon, not a Dane by birth (ઑાલ્ફ્રેડ ધી ગ્રેટ વૉઝ એ સેકશન, નૉટ એ ડેઇન બાય બર્થ)

મને નથી લાગતું કે તે એમ કરશે. I do not think he will do so (આઇ ડુ નોટ થીંક હી ઉવિલ ડુ સો )

---

## The Adverb ( ઍડવર્બ ) ક્રિયાવિશેષણ વીષે.

An Adverb ( ક્રિયાવિશેષણ અવ્યય ) is a word which qualifies a verb, an adjective or another adverb. જે શબ્દ કોઇ ક્રિયાપદ વિશેષણ, કે બીજા કોઇ ક્રિયાવિશેષણના અર્થમાં વધારો બતાવે છે તે; જેમકેઃ-Walk *quickly*, it is *too* large, he studies very *diligently*. Adverbs. ની મુખ્ય ચાર જાતો છે તે નીચે પ્રમાણે.

(1) Adverbs of time–After Afterwards, again, ago, already, always, before, by-and-by, daily, early, ever, formerly, hereafter, hereupon, hourly, immediately, late, lately, long, monthly, mostly.

never, next, now-a-days after, once, presently, seldom, since, sometimes, soon there-upon, to-day, too, to-morrow, until, weekly, when, while, yearly, yesterday &c.

(2) Adverbs of place—Above, abroad, after, ahead, any where, apart around, ashore, aside, away, back, before, behind, below, beneath, beyond, down, elsewhere, every-where, far, forth, forward, fro, hence, here, hither, in, into, left, near, whence, where &c,

(3) Adverbs of Manner—Thus, so, well, quickly, as (જેમ) how, well, ill, badly, aloud, rightly &c.

(4) Adverbs of Degree—Almost, altogether enough, especially, exceedingly, greatly, hardly, highly, how, least, less, more, most, nearly, only, quite, scarcely, too, very, wholly &c.

---

## The Interjecion ( ઇન્ટરજેક્શન )

કેવળપ્રયોગી અવ્યય.

જે શબ્દ કંઇ અકસ્માત મનોવિકાર બતાવે છે તેને કેવળપ્રયોગી અવ્યય કહે છે જેમકે:—Oh! (ઑહ) અરે! Ah! Alas! Hurrah! (હુરરા) (શાબાશ!) Lo! Behold! Welcome &c.

Oh! It is so! (ઓહ ઇટ ઇઝ સો) અરે! તે એવું છે.

Ah! James has also come late (આ! જેઇમ્સ હેઝ ઓલ્સો કમ લેઇટ) અરેરે! જેઇમ્સ પણ મોડો આવ્યો છે.

Alas we could not go in time (અલાસ વિ કુડ નોટ ગો ઇન ટાઇમ) અફસોસ! અમે વખતસર જઇ શક્યા નહી.

Hurrah to that gentleman (હુરરા ટુ ધેટ જેન્ટલમેન) શાબાશ તે ઉમરાવ માણસને.

Lo! we go! (લો! ઉવી ગો) જો, અમે જઇએ છીએ.

Behold! I am going (બીહોલ્ડ! આઇ ઍમ ગોઇંગ) જુઓ હું જાઉં છું.

Welcome! to all who may come (ઉવેલકમ! ટુ ઓલ હુ મે કમ) જે સઘળા આવે તે ભલે આવો.

---

## વાંચન પાઠ પર મો.

મુશ્કેલ difficult (ડિફીકલ્ટ)
નક્કી કરવું to determine (ડીટરમિન)
હુશિયાર clever (ક્લેવર)
સાચું truth (ટ્રુથ)
ઘણા many (મૅનિ)
કરતાં then (ધેન)
કદી never (નેવર)
ખરેખર really (રીઅલિ)
થાકી ગયેલો tired (ટાયર્ડ)
શીખવું learn (લર્ન)
ઉંઘવું to sleep (ટુ સ્લીપ)
યુરોપીઅન European (યુરોપીઅન)
ઘણું સારૂં far better (ફાર બેટર)
શીખવવું to teach (ટુ ટિચ)
આગળ forward (ફૉર્વર્ડ)

કામ business (બીઝનેસ)
ઘણું કરીને nearly (નિઅર્લિ)
ઘણું કરીને mostly (મૉસ્ટલી)
ઘણું કરીને generally (જનરલી
ખાસ રીતે particularly (પર્ટીક્યુલર્લી)
મુખ્યત્વે કરીને especially (એસપેશિઅલી)
પણ too (ટુ)
એવી વખતે such a time (સચ એ ટાઇમ)
વર્ગ class (ક્લાસ)
પણ even (ઇવન)
પહેલાં before (બીફોર)
પછીથી afterwards (આફ્ટરવર્ડ્ઝ)
આગળ ઉપર on (ઑન)
જંગલી, બેઅદબ rude (રુડ)
વખત time (ટાઇમ)
આગળ ચાલવું to walk (ટુ વૉક)
હુશિયાર clever (ક્લેવર)
આળસુ Idle (આઇડલ)
પણ also (ઑલ્સો)
માંદો sick (સિક)
નાનાં નાનાં young (યંગ)

તે વાત નક્કી કરવી મુશ્કેલ છે. It is difficult to determine that case (ઇટ ઇઝ ડીફીકલ્ટ ટુ ડીટરમિન થૅટ કેઇસ)

તમારી પાસે આવ્યાથી તે શું શિખે છે? What does he learn by coming to you? (વ્હોટ ડઝ હી લર્ન બાય કમીંગ ટુ યુ?)

થાકી ગયો ત્યાં લગી મેં વાચ્યું, અને પછી ઉંઘી ગયો. I read till I was tired and then went to sleep (આઇ રેડ ટીલ આઇ વોઝ ટાયર્ડ એન્ડ ધેન વેન્ટ ટુ સ્લિપ)

તમે ઘણા હોંશિયાર છો, પણ બરોબર યુરોપીઅનની પેઠે બોલતા નથી. You are very clever, but can't speak just like a European (યુ આર વેરિ ક્લેવર, બટ કાન્ટ સ્પીક જસ્ટ લાઇક એ યુરોપિઅન)

સાચું કહેવડાવો તો તે તમારામાંનાં ઘણા કરતાં તે બહુ સારૂ લખે છે. To tell you the truth, he writes far better than many of you (ટુ ટેલ યુ ધ ટ્રુથ હી રાઇટસ ફાર બેટર ધેન મેનિ ઓફ યુ)

મારા કરતાં તે બહુ સારી રીતે શીખવે છે. He teaches far better than me (હી ટીચીઝ ફાર બેટર ધૅન મી)

મેં તને આગળ કદી દીઠો નહોતો. I never saw thee before (આઇ નેવર સૉ ધી બિફોર)

મારૂં કામ એ છે કે, તમારી આગળ ચાલવું. My business is to walk before you (માય બીઝનેસ ઇઝ ટુ વૉક બીફોર યુ)

તમે કેમ આગળ ચાલો છો ? Why do you go forward? (વ્હાય, ડુ યુ ગો ફૉરવર્ડ ?)

તે તમે પછી કરો તો સારૂં. I wish you do it afterwards (આઇ વિશ યુ ડુ ઇટ આફ્ટરવર્ડ્ઝ)

તેને કહો કે આગળ વાંચતો નહી. Tell him not to go on reading (ટેલ હિમ નોટ ટુ ગો ઓન રીડીંગ)

ઘણું ખરૂ તેઓએ બધુ પુરૂં કીધું છે. They have finished nearly the whole (ધે હૅવ ફીનીસ્ડ નીઅર્લી ધ હોલ)

તેઓ ઘણું કરીને વાણીયા હતા. They were mostly banias (ધે વેર મોસ્ટલી બનીયાઝ)

નાનાં નાનાં છોકરાં ઘણું કરીને હોંશિયાર હોય છે. Young boys are generally clever (યાંગ બોયઝ આર જનરલી ક્લેવર)

ઘણું કરીને તે બારમી તારીખે જશે. He will probably go on the 12th (હી વીલ પ્રોબેબ્લી ગો ઓન ધ ટ્વેલ્થ)

આ વર્ગના છોકરાઓ ઘણાં હોંશિયાર છે. The boys of this class are very clever (ધ બોયઝ ઓફ ધીસ કલાસ આર વેરી કલેવર ]

ઘણું કરીને એવી વખતે એમ કહેવું ઘણું બેઅદબી ભરેલું છે. It is very rude to say so, especially at such a time ( ઈટ ઈઝ વેરિ રૂડ ટુ સે સો, એસપેશ્યાલી એટ સચ એ ટાઇમ )

તે હુશિયાર પણ આળસુ છે. He is diligent but careless ( હી ઈઝ ડીલીજન્ટ બટ કેરલેસ )

તેઓ પણ જશે. They will also go (ધે વિલ ઓલશો ગો)

તે પણ માંદી હતી She too was sick (શી ટુ વોઝ સીક)

---

## વાંચન પાઠ ૫૩ મો.

| | |
|---|---|
| વાંધો, તકરાર dispute (ડીસ્પ્યુટ) | પહેલો first (ફર્સ્ટ) |
| ઉભા રહેવું to stand (ટુ સ્ટેન્ડ) | ઘણુંકરીને generally (જનરલી) |
| ટોળું crowd (ક્રાઉડ) | વર્ગ class (ક્લાસ) |
| જણ-માણસ persons (પર્સન્સ) | રાખવું to keep (ટુ કીપ) |
| સિવાય without (વીધાઉટ) | વચ્ચે between (બિટવિન) |
| સિવાય unless (અનલેસ) | વચ્ચે middle મીડલ (મધ્યમાં) |
| સિવાય but (બટ) | વચ્ચે among (એમંગ) |
| સિવાય except (એક્સેપ્ટ) | કજીઓ quarrel (ક્વૉરલ) |

તે ઉપરાંત besides (બીસાઇડઝ)
ઇનામ આપવું to reward (ટુ રીવૉર્ડ)
ચોપડી book (બુક)
આપવું to give (ટુ ગીવ)
વચ્ચે amidst (ઍમિડસ્ટ)
કજીઓ થવો to break out (ટુ બ્રેક આઉટ)
હાજર present (પ્રેઝન્ટ)
તને thee (ધી)
બધા all (ઑલ)

મારા અને તેની વચ્ચે વાંધો છે There is a dispute between me and him (ધેર ઇઝ એ ડીસપ્યુટ બીટવીન મી ઍન્ડ હીમ)

આ છોકરો ઘણું ખરો વર્ગમાં પહેલો રહે છે. This boy generally keeps first in the class (ધિસ બોય જનરલી કીપ્સ ફર્સ્ટ ઇન ધી ક્લાસ)

તે માણસો વચ્ચે કજીઓ થયો. A quarrel broke out among those persons (અ ક્વૉરલ બ્રોક આઉટ ઍમંગ ધોઝ પર્સન્સ)

તે લોકોની વચ્ચ ઉભો હતો He was standing amidst the people (હી વૉઝ સ્ટેન્ડીંગ એમાઇડસ્ટ ધ પીપલ)

તેના સિવાય તેઓ ઘેર પાછા ગયા. They returned home without him (ધે રીટર્ન્ડ હોમ વીધાઉટ હીમ)

તારા સિવાય બધા હાજર હતા. All were present but thee (ઑલ વર પ્રેઝન્ટ બટ ધી)

તે છોડી સિવાય સઘળાને ઇનામ મળ્યું. All were rewarded besides that girl (ઑલ વર રીવૉર્ડેડ બીસાઇડઝ ધેટ ગર્લ)

તે ચોપડી આપ્યા સિવાય હું તેને જવા નહિ દઉં. I will not let him go, unless he gives me that book (આય ઉવિલ નોટ લેટ હીમ ગો, અનલેસ હી ગીવ્ઝ મી ધેટ બુક)

મારા સિવાય બધા માંદા પડયા. All took ill except me (ઓલ ટુક ઇલ એકસેપ્ટ મી)

મોતીલાલ અને ચમનભાઇ વચ્ચે તકરાર છે. There is a dispute between Motilal and Chamanbhai (ધેર ઇઝ એ ડીસ્પ્યુટ બીટવીન મોતીલાલ એન્ડ ચમનભાઇ)

---

## વાંચન પાઠ ૫૪ મો.

ફક્ત only (ઓનલી)
ઝાપટું shower (શાવર)
ભીનાનું wet (ઉએટ)
બદલવું change (ચેન્જ)
કપડાં clothes (કલોધ્ઝ)
સુરજ sun (સન)
ચંદ્ર moon (મુન)
પ્રકાશે છે shines (શાઇન્શ)
હુશીયાર Intelligent, clever (ઇન્ટેલીજન્ટ, કલેવર)
અરજી desire (ડીઝાયર)
બાઇ lady (લેડી)
દેખાય છે looks (લુકસ)
એકલાં alone (એલોન)
મીજાજ temper (ટૅમપર)
સુકવો dry (ડ્રાઇ)
પાઠ lesson (લેસન)
શીખતાં learning (લર્નિંગ)
અભ્યાસ કરવો study (સ્ટડી)
દેખાવું appear (એપીઅર)
બેહેન sister (સીસ્ટર)
ગુસ્સે angry (ઍન્ગ્રી)
ઇનામ reward (રીવૉર્ડ)

તે ફક્ત ઝાપટું હતું It was only a shower (ઇટ વૉઝ ઓનલી આ શાવર)

તમે ભીંજાઇ જશો. You will get wet (યુ ઉવીલ ગેટ ઉવેટ)
શું તમે ભીંજાઇ ગયા ? Did you get wet ? (ડીડ યુ ગેટ ઉવેટ?)
હું ભીંજાઇ ગયો છું I have got wet (આઇ હેવ ગોટ ઉવેટ)
તેનાં કપડાં બદલો. Change his clothes (ચેઇન્જ હીઝ કલોધ્ઝ)
આ કપડાં સુકવો. Dry these clothes (ડ્રાઇ ધીસ કલોધ્ઝ)
તડકો ચઢવા માંડયો છે. The sun is coming out (ધી સન ઇઝ કમીંગ આઉટ)
ચંદ્ર પ્રકાશે છે. The moon shines (ધો મૂન શાઇન્સ)
ચાંદ રાત ક્યારે દેખાશે? When will the new moon appear ? (વ્હેન ઉવીલ ધી ન્યુ મુન એપીયર ?)
આ બાઇ કોણ છે ? Who is this lady (હુ ઇઝ ધીસ લેડી?)
તે મારી બ્હેન હતી She was my sister (શી વોઝ માય સીસ્ટર)
તેને જઇને પુછો. Go and ask her (ગો એન્ડ આસ્ક હર)
તે મારી સાથે ગુસ્સે છે. She is angry with me (શી ઇઝ એન્ગ્રી ઉવીથ મી)
તે તમારી સાથે કેમ ગુસ્સે છે ? Why is she angry with you (વ્હાય ઇઝ શી એન્ગ્રી ઉવીથ યુ ?)
આજે મારા શેઠ ઘણા ગુસ્સે દેખાય છે. My master looks very angry to-day ( માય માસ્ટર લુકસ વેરી એન્ગ્રી ટુ-ડે
એને છેડતા ના. એનો મિજાજ ગયેલો છે. Let him alone, he has lost his temper (લેટ હીમ અલોન, હી હેઝ લૉસ્ટ હીઝ ટેમ્પર)

તેણે મારી સાથે કજીઓ કર્યો. He fell out with me (હી ફેલ આઉટ ઉવીથ મી)

તમારે મારી સાથે ગુસ્સે થવું નહીં જોઇએ. You should not be angry with me (યુ શુડ નોટ બી એન્ગ્રી ઉવીથ મી)

તે મારી સાથે ગુસ્સે હતો? He was angry with me (હી ઉવૉઝ એનગ્રી ઉવીથ મી)

તમે શાને માટે ગુસ્સે છો? What are you angry about? (ઉવૉટ આર યુ એન્ગ્રી એબાઉટ?)

તમે અહીંયાં શું કરો છો? What are you doing here? (વૉટ આર યુ ડુઈંગ હીઅર?)

હું મારો પાઠ શીખું છું. I am learning my lesson (આઇ એમ લર્નિંગ માય લેસન)

તેને અભ્યાસ કરવો ગમે છે. He likes to study (હી લાઇક્સ ટુ સ્ટડી)

---

## વાંચનપાઠ ૫૫ મો.

| | |
|---|---|
| બન્યું, થયું happened (હૅપન્ડ) | પા quarter (ક્વૉર્ટર) |
| અકસ્માત accident [એક્સીડન્ટ] | થઇ ગયો past (પાસ્ટ) |
| અરધો half [હાફ] | હાથ hands (હૅન્ડઝ) |
| મીનીટ minutes | કાળજી, સંભાળ care (કૅર) |
| તોપ gun (ગન) | થંડુ cold (કોલ્ડ) |
| ફુટી fired (ફાયર્ડ) | વખત time (ટાઈમ) |
| દશ ten (ટૅન) | ઘડિયાળ clock (ક્લૉક) |

| | |
|---|---|
| ભુલી ગયો forgot (ફરગૉટ) | ઘણું જલદી too fast [ટુ ફાસ્ટ) |
| કુંચી આપવી wind (વાઇન્ડ) | ઘણું ધીમું to slow (ટુ સ્લો) |
| બંધ પડયું stopped (સ્ટૉપ્ડ) | બગડેલું out of order (આઉટ ઓફ ઓરડર) |
| બરોબર right (રાઇટ) | |
| માંડવું set (સૅટ] | જગ્યા, ઓરડો room (રૂમ] |
| પથારી bed (બેડ) | કુંચી key (કી) |
| વખત time (ટાઇમ) | દીવો lamp (લેમ્પ) |
| ઉઠવું rise (રાઇઝ) | બત્તી light (લાઇટ) |
| ઓલવાઇ જવી extinguished (એકસટીંગવીશડ) | સુરજ ઉગતું sun-rise (સન-રાઇઝ) |
| સુધી Till [ટીલ) | હોલવી નાંખવી put out (પુટ આઉટ) |
| ઉઠવું Get up [ગૅટ અપ) | તેલ Oil (ઑઇલ) |

ત્યાં કાંઇ બન્યું છે. Something has happened there ( સમથીંગ હેઝ હેપન્ડ ધેર )

કાંઇ બન્યું નથી. Nothing has happened(નથીંગ હેઝ હેપન્ડ)

શું બન્યું હતું? What had happened ? (વ્હોટ હેડ હૅપન્ડ?)

એ ક્યારે બન્યું ? When did that happen ? (વ્હેન ડિડ ધેટ હેપન ? )

તેને શું થયું છે ? What has happened to him ? ( વ્હોટ હેઝ હેપન્ડ ટુ હીમ ? )

તેણીને અકસ્માત થયો છે. She has had an accident (શી હેઝ હેટ એન એકસીડન્ટ)

મારા હાથ ઠંડા છે. My hands are cold [ માય હેન્ડઝ આર કોલ્ડ )

હું તેની સંભાળ લઇશ. I will take care of him (આઇ
ઉવીલ ટેક કેર ઓફ હીમ )

તે મારી ઓળખીતી હતી. She was my acquaintance
(:શી વોઝ માય એકવેન્ટસ ]

તમે શું કહો છો ? What do you say ? ઉવોટ ડુ યુ સે ?)

કેટલા વાગ્યા ? What's the time ? (ઉવોટસ ધી ટાઇમ ?]

સવા સાત. Quarter past seven (ક્વાટેર પાસ્ટ સેવન]

સાડા દસ Half past ten (હાફ પાસ્ટ ટેન]

સાતને પાંચ મીનીટ. Five minutes past seven ( ફાઇવ
મિનીટસ પાસ્ટ સેવન ]

આઠમાં ચાર મીનીટ કમ. Four minutes to eight ( ફોર
મિનીટસ ટુ એઇટ )

હજી દશ વાગ્યા નથી. It is not ten yet ( ઇટ ઇઝ નૅાટ
ટેન યટ )

તોપ પડી કે ? Has the gun fired (હૅઝ ધી ગન ફાયર્ડ ?)

હજી પડી નથી. It is not yet fired (ઇટ ઈઝ નૅાટ યટ ફાયર્ડ)

કેટલા વાગતે તોપ પડે છે ? At what hour is the gun
fired ? ( ઍટ ઉવૅાટ અવર ઇઝ ધી ગન ફાયર્ડ ? )

બાર વાગતે. At twelve o'clock ( ઍટ ટવેલ્વ ઓ'ક્લોક )

તમારૂં ઘડિયાળ ઘણું ઉતાવળું છે. Your clock is too
fast ( યૅાર ક્લૅાક ઇઝ ટુ ફાસ્ટ )

મારૂં ઘડિયાળ ઘણું ધીમું છે. My clock is too slow (માય
ક્લૅાક ઇઝ ટુ સ્લો )

તેનું ઘડિયાળ બગડેલું છે. His clock is out of order ( હીઝ કલૅાક ઇઝ આઉટ ઑાફ ઑારડર )

હું તેને કુંચી આપવાની ભુલી ગયો. I forgot to wind it up ( આઇ ફરગૅાટ ટુ ઉવાઇન્ડ ઇટિ અપ )

ઘડિયાળ બંધ પડયું હતું. The clock had stopped ( ધી કલૅાક હૅડ સ્ટૅાપ્ડ )

ઘડિયાળને કુંચી આપો. Wind up the clock ( ઉવાઉન્ડ અપ ધી કલૅાક )

મને મારા ઓરડાની કુંચી આપો. Give me the key of my room ( ગીવ મી ધી કી ઑાફ માઇ રૂમ )

તમારી પાસે તે કુંચી છે કે નહીં ? Have you got the key or not ? ( હૅવ યુ ગૅાટ ધી કી ઑાર નાટ ? )

હા, મારી પાસે તે કુંચી છે. Yes, I have the key ( યસ, આઇ હૅવ ધી કી )

અમારા ઓરડામાં દીવો છે. We have a lamp in our room ( ઉવી હૅવ આ લૅમ્પ ઇન અવર રૂમ )

બત્તી ઓલવાઇ ગઇ હતી. The light was extinguished ( ધી લાઇટ વોઝ એકસટીંગ્વીશ્ડ )

દીવો લાવો. Bring a lamp ( બ્રીંગ આ લેમ્પ )

બતી સળગાવો. Light the lamp ( લાઇટ ધી લેમ્પ )

બતી હોલવી નાખો. Put out the light ( પુટ આઉટ ધી લાઇટ )

દીવામાં તેલ નથી. There is no oil in the lamp ( ધેર ઇઝ નો ઓઇલ ઇન ધી લેમ્પ )

અમે સુવા જઇએ છીએ. We go to bed (ઉવી ગો ટુ બેડ)

હજી સુવાનો વખત નથી. It is not yet time to go to bed ( ઇટ ઇઝ નૅાટ યટ ટાઇમ ટુ ગો ટુ બેડ )

તમે વેહેલા ઉઠતા નથી ? Do you not rise early ? ( ડુ યુ નૅાટ રાઇઝ અર્લી ? )

સુરજ ઉગતાં હું ઉઠું છું. I rise at sunrise ( આઇ રાઇઝ એટ સનરાઇઝ )

મને કાલે વહેલા ઉઠાડજો Wake me up early to-morrow ( ઉવેક મી અર્લી ટુ-મોરો )

મને નવ વાગ્યા સુધી ઉઠાડતા નથી. Do not wake me up till 9 o'clock ( ડુ નોટ ઉવેક મી અપ ટીલ નાઇન ઓ'ક્લોક )

ઉઠવાનો વખત થયો છે. Is it time to get up ( ઇટ ઇઝ ટાઇમ ટુ ગેટ અપ )

---

## વાંચન પાઠ ૫૬ મો.

કપડાં પહેરવાં dress (ડરેસ)

ઉંઘ sleep ( સ્લીપ )

ઉઠવું rise up (રાઇઝ અપ)

મોડું late ( લેટ )

લાગવું feel ( ફીલ )

માં during (ડયુરીંગ)

જાગ્યો awoke ( અવોક )

રાત night ( નાઇટ )

પેસાબખાનું; સંડાસ water closet [ ઉવોટર-ક્લોઝેટ )

નાહવાની જગ્યા bath-room [ બાથ-રૂમ ]

નાહાવું bathe ( બેધ )

બોલાવવા મોકલવું send for ( સેન્ડ ફોર )

હજામ barber ( બારબર)

ઉંઘતાં sleeping [સ્લીપીંગ)
શેઠ mast r (માસ્ટર]
ગામ village [વીલેજ)
ઉભા રહેવું stay [સ્ટે)
થોડા few [ફયુ]
સગાં relatives (રીલેટીવ્ઝ)
તરફ at (એટ)
લઇ જવું take (ટેક]
હવા ખાવા change of air (ચેન્જ ઑફ એર)
ગરમ hot (હોટ)
પાણી water (ઉવોટર]
સાબુ soap [સોપ]
મુકવું put (પુટ)
રૂમાલ napkin [નૅપકીન]
ઓળવું comb [કૉમ્બ)
વાળ hair (હેર]
બ્રુશ brush [બ્રશ)
રહેવું beside (બીસાઇડ)
પાછા ફરવું return [રીટર્ન)

ઉઠો ને કપડાં પહેરો. Get up and dress yourself [ ગેટ અપ એન્ડ ડ્રેસ યૉરસેલ્ફ ]

તેને ઉંઘ કેમ આવી ? How did he sleep ? ( હાઉ ડિડ હી સ્લીપ ? ]

તમે એટલા મોડા કેમ ઉઠયા ? Why did you get up so late ? (ઉવાઇ ડીડ યુ ગેટ અપ સો લેટ ?·)

હું ઘણો મોડો સુતો. I went to bed very late (આઇ ઉવેન્ટ ટુ બેડ વેરી લેટ ]

મને ઉંઘ આવતી નથી I do not feel sleepy (આઇ ડુ નૉટ ફીલ સ્લીપી )

દીવસે સુંવું સારૂં નથી. It is not good to sleep during the day [ઇટ ઇઝ નોટ ગુડ ટુ સ્લીપ ડયુરીંગ ધી ડે]

હું પાંચ વાગતે જાગ્યો. I awoke at five o'clock ( આઇ અવોક એટ ફાઇવ ઓકલોક)

આજે સહવારે તે વહેલો ઉઠયો. He got up early this morning [હી ગોટ અપ અર્લી ધિસ મોર્નીંગ )

તે ઉઠયો કે ? Has he got up ? (હેઝ હી ગોટ અપ ? ]

તે ઉંઘે છે. He is sleeping (હી ઇઝ સ્લીપીંગ]

તેને ઉઠાડો. Wake him up [ઉવેક હીમ અપ)

મારા શેઠ ઉઠયા કે ? Has my master got up ? ( હૅઝ માય માસ્ટર ગોટ અપ ? ]

તેઓને જઇને ઉઠાડો. Go and wake them up (ગો એન્ડ ઉવેક ધેમ અપ )

પીશાબ કરવાની જગ્યા કયાં છે? Where is the water closet? (ઉવ્હેર ઇઝ ધી ઉવોટર-કલૅાઝેટ ? )

નહાવાની જગ્યા કયાં છે ? Where is the bath-room ? ( ઉવ્હેર ઇઝ ધી બાથ-રૂમ ? )

તમારે નહાવું છે ? Do you wish to bathe? (ડુ યુ ઉવીશ ટુ બેધ ? )

હા, હું નહાવા ઇચ્છું છું. Yes, I wish to bathe (યસ, આઇ ઉવીશ ટુ બેધ)

તમે એક હજામને બોલાવા મોકલશો ? Will you send for a barber (ઉવીલ યુ સૅન્ડ ફોર આ બાર્બર ?)

નહાવાને ગરમ પાણી લાવો. Bring hot water to bathe ( બ્રીંગ હૉટ ઉવોટર ટુ બેધ )

હું નહાવા જાઉં છું. I am going to bathe ( આઇ એમ ગોઇંગ ટુ બેધ )

મને પેલો સાબુ નહીં આપો ? Will you not give me that soap? (વિલ યુ નોટ ગીવ મી ધેટ સોપ?)

તમે રૂમાલ મુકયો ? Did you put the napkin (ડીડ યુ પુટ ધી નૅપકીન ? )

મારે મારા વાળ ઓળવા છે ? I wish to comb my hair? [આઈ વિશ ટુ કૅામ્બ માઇ હૅર ? )

તે શા માટે જાય છે ? What is he going for ? ( વૅાટ ઇઝ હી ગોઇંગ ફોર ? )

શું તેઓ મુંબઈ જાય છે ? Are they going to Bombay ( આર ધે ગોઇંગ ટુ બૅામ્બે ? )

ના, તેઓ નથી જતાં. No, they are not going ( નો, ધે આર નોટ ગોઇંગ )

તમે ગામ જાઓ છો ? Are you going to a village ? ( આર યુ ગોઇંગ ટુ આ વીલેજ ? )

તમે ત્યાં રહેવા જાઓ છો ? Are you going to reside there ? ( આર યુ ગોઇંગ ટુ રીસાઇડ ધેર ? )

ના, મુંબઇમાં હું ફક્ત થોડા દહાડા રહીશ. No, I shall stay in Bombay for a few days only ( નો, આઇ શેલ સ્ટે ઇન બોમ્બે ફોર આ ફ્યુ ડેઝ ઓનલી )

ત્યાં તમારાં કોઇ સગાં છે ? Have you any relatives there ? ( હેવ યુ એની રીલેટીવ્ઝ ધેર ? )

મારો બાપ હમણા સુરતમાં છે. My father is now at Surat ( માઇ ફાધર ઇઝ નાઉ એટ સુરત )

તમે સુરત શા સારૂ જાઓ છો ? What takes you to Surat ( વ્હોટ ટેક્સ યુ ટુ સુરત ? )

હું ત્યાં કંઈ કામ સારૂ જાઉં છું. I am going there on some business ( આઇ એમ ગોઇંગ ધેર ઓન સમ બિઝનેસ )

હું ત્યાં હવા ખાવા જાઉં છું. I am going there for a change of air ( આઇ એમ ગોઇંગ ધેર ફોર આ ચેન્જ ઓફ એર ]

તમે પાછા ક્યારે આવશો ? When will you return ? [ ઉવ્હેન ઉવીલ યુ રીટર્ન ? )

હું થોડા દહાડામાં પાછો આવીશ I shall return in a few days ( આઇ શેલ રીટર્ન ઇન આ ફ્યુ ડેઝ )

---

## વાંચન પાઠ ૫૭ મો.

| | |
|---|---|
| સુખી Happy (હેપી) | મહીનો month [મન્થ) |
| મુસાફરી journey [જર્ની) | પણ, વળી Too ( ટુ ) |
| મળ્યું received (રીસીવ્ડ) | જુવાન young [યંગ) |
| શેહેર town (ટાઉન) | છોકરી miss (મીસ) |
| નક્કી, ચોક્કસ certain (સરટન) | ને પોતે herself (હરસેલ્ફ) |
| બીજુ, આવતુ next (નેક્સ્ટ) | ઘરડી old (ओल्ड) |
| મોટો છોકરો Master (માસ્ટર) | હજી Still (સ્ટિલ) |
| મોટું Large (લાર્જ) | તોડયું Broke off (બ્રોક ઓફ) |
| કુટુંબ Family (ફેમીલી) | કાર્જ Match (મેચ) |
| માણસો Men (મેન) | પોતાની બાયડી Wife (ઉવાઈફ] |

પરણેલો Married (મૅરીડ) રંડાયલી Widow (ડ્વીડો)
એકલો Single [સીંગલ) શખ્સ Fellow (ફેલો)
કુંવારો Bachelor (બેચેલર) રંડાયલો Widower (ડ્વીડોઅર)

હું તેને સુખી મુસાફરી ઇચ્છું છું. I wish him a happy journey (આઇ ઉવીશ હીમ આ હૅપી જર્ની)

તે ભરૂચ ગયો છે. He has gone to Broach (હી હૅઝ ગોન ટુ બ્રૉચ)

તે પાછો ક્યારે આવશે? When will he return? (હ્વેન ઉવીલ હી રીટર્ન?)

તે આવતા અઠવાડીઆમાં આવશે. He will come in the next week (હી ઉવીલ કમ ઇન ધ નેક્સ્ટ ઉવીક)

તમે તે કેમ જાણ્યું? How did you know that? (હાઉ ડીડ યુ નો થેટ?)

મને કાગળ મળ્યો હતો. I had received a letter (આઇ હેડ રીસીવ્ડ આ લૅટર)

તમને સુરત કેવું લાગે છે? How do you like Surat? (હાઉ ડુ યુ લાઇક સુરત?)

મને તે શેહેર ઘણું ગમે છે. I like that town very much [આઇ લાઇક થેટ ટાઉન વેરી મચ)

તમે પાછા ત્યાં ક્યારે જશો? When will you go back there? (હ્વેન ઉવીલ યુ ગો બૅક ધેર?)

તે ચોક્સ નથી. It is not certain (ઇટ ઇઝ નોટ સરટન)

આવતે મહીને, હું પુને જઇશ. Next month I shall go Poona (નેક્સ્ટ મન્થ આઇ શેલ ગો ટુ પૂના)

હું તમારી સાથે આવીશ. I will come with you (આ ઉવીલ કમ ઉવીથ યુ )

પેલી જુવાન બાઇ કોણ હતી? Who was that young lady? (હુ વોઝ ધેટ યંગ લેડી ? )

તે તેણી પોતે છે. It is she herself (ઇટ ઇઝ શી હરસેલ્ફ)

તે ઘરડી બાઇ કોણ છે? Who is that old lady? [હુ ઇઝ ધેટ ઓલ્ડ લેડી ])

હું તેને ઓળખતો નથી. I don't know her (આઇ ડોન્ટ નો હર)

પેલો જુવાન શખ્સ કોણ છે? Who is that young man? (હુ ઈઝ ધેટ યંગ મેન ?)

રામજીનો છોકરો. Master Ramjee (માસ્તર રામજી)

તેનું મોટું કુટુંબ છે. He has a large family ( હી હેઝ આ લાર્જ ફેમીલી )

તેઓ સારાં માણસ છે. They are good men ( ધે આર ગુડ મેન )

તમે પરણેલા છો કે? Are you married? (આર યુ મેરીડ?]

તેઓ પરણ્યા છે કે? Are they married? (આર ધે મેરીડ?)

નહીં, હું કુંવારો છું No, I am a bachelor (નો, આઇ એમ આ બેચેલર )

તમે કયારે લગન કરવાના છો? When are you goiog to marry? ( ઉવ્હેન આર યુ ગોઇંગ ટુ મૅરી ?)

મારે હમણાં પરણવું નથી. I don't like to marry now (આઇ ડોન્ટ લાઇક ટુ મૅરી નાઉ )

એમ કેમ ? Why so ? ( ઉવાઇ સો ?

કારણ હું નાનો છું. Because I am young ( બીકૉઝ આઇ એમ યંગ )

તમારો ભાઇ પરણેલો છે કે? Is your brother married? ( ઇઝ યૉર બ્રધર મૅરીડ ? )

ના, તે કુંવારો છે. No, he is a bachelor ( નો, હી ઇઝ આ બેચેલર )

તે હજી કુંવારો છે? Is he still a bachelor? ( ઇઝ હી સ્ટિલ આ બેચેલર ? )

તેણે કાજ તોડયું. He broke off the match ( હી બ્રોક ઑફ ધી મૅચ )

મેં બાયડી કીધી. I took a wife (આઇ ટુક આ ઉવાઇફ)

તેણી પરણેલી છે કે? Is she married? [ઇઝ શી મૅરીડ ?)

તેણી રંડાએલી છે. She is a widow (શી ઇઝ આ ઉવીડો)

અને પેલો? And that man? (એન્ડ ધૅટ મૅન ? )

તે પણ રંડાએલો છે. He is also a widower (હી ઇઝ ઓલ્સો આ ઉવીડોઅર )

આ બાઇ કોણ છે? Who is this lady? (હુ ઇઝ ધીસ લેડી?)

---

## વાંચન પાઠ ૫૮ મો.

જાય છે. Is passing (ઇઝ પાસીંગ)
દરજી Tailor (ટેલર)
સુથાર Carpenter (કારપેનટર)
બાહાર નીકળ્યા Set out (સેટ આઉટ)
પેહેરવું Put on (પુટ ઓન)
પાઘડી Turban (ટર્બન)

સાથે Together (ટુગેધર)

ઉંચાઈ Height (હાઇટ)

આશા રાખવી Hope (હોપ)

ખોટ પુરી Made up loss (મેડ અપ લૉસ)

ફતેહ પામવું Succeed (સકસીડ)

આભારી Thankful (થેન્કફુલ)

શકતો નથી Cannot (કૅનનૉટ)

નાઉમેદ કરવું disappoint (ડીસઍપૉઇન્ટ)

ઉપકારી obliged (ઑબ્લાઈજ્ડ)

મને to me (ટુ મી)

તેજ, સરખું same (સેમ)

તજવીજ કરવા try (ટ્રાય)

અરજ કીધી requested (રીક્વેસ્ટેડ)

સૌથી સરસ best (બેસ્ટ)

અરજ કરવી request (રીક્વેસ્ટ)

હેત, મેહેરબાની fovour (ફેવર)

યાદરાખવું remember (રીમેમ્બર)

કાંઇ નહીં nothing (નથીંગ)

તે કોણ જાય છે? Who is that passing? (હુ ઈઝ ધૅટ પાસીંગ?)

તેણે મને જોયો નહીં He saw me not (હી સૉ મી નૉટ)

તે પોતે અહિયાં છે. He himself is here (હી હીમસેલ્ફ ઈઝ હીયર)

તેઓ સાથે નિકળ્યા. They set out together (ધે સેટ આઉટ ટુગેધર)

તે ઘેર પાછો આવ્યો He returned home (હી રીટર્ન્ડ હોમ)

શું તે દરજી છે? Is he a tailor? (ઈઝ હી આ ટેલર?)

નહીં, તે સુથાર છે. No, he is a carpenter (નો, હી ઈઝ આ કારપેન્ટર)

તેઓ કપડાં પહેરે છે. They put on their clothes (ધે પુટ ઑન ધેર કલોધ્ઝ)

હું તેની પાઘડી પહેરૂં છું. I put on his turban ( આઈ પુટ ઓન હીઝ ટર્બન )

તમે તેની ઉંમર શું ધારો છો ? What do you think his age to be ? (વ્હૉટ ડુ યુ થિંક હીઝ એજ ટુ બી ?)

તે મારા જેટલો ઉંચો છે. He is about my height ( હી ઇઝ એબાઉટ માઇ હાઇટ)

તેણી તેમાં ફતેહ પામી. She succeeded in it (શી સકસીડેડ ઇન ઇટ )

હું તેમાં ફતેહ પામવાની આશા રાખું છું. I hope to succeed in it ( આઈ હોપ ટુ સકસીડ ઇન ઇટ}

મારી ખાતરી છે કે તે તમારાથી થશે નહીં. I am sure you cannot do that (આઇ એમ શ્યોર યુ કેનનોટ ડુ ધેટ)

તેણે ખોટ પુરી. He made up his loss (હી મેડ અપ હીઝ લૉસ)

હું તેનો આભારી છું. I am thankful to him (આઈ એમ થેન્કફુલ ટુ હીમ )

હું એમ કહી શકતો નથી. I cannot say so ( આઇ કેનૉટ સે સો )

હું હમણાં તમને કહી શકતો નથી. I cannot tell you now (આઇ કેનનોટ ટૅલ યુ નાઉ )

હું પાછો આવું ત્યાં સુધી વાટ જોજે. Wait till I return ( વેટ ટિલ આઈ રીટર્ન )

હું તમારો મોટો ઉપકાર માનું છું. I am much obliged to you ( આઇ એમ મચ ઓબ્લાઇજ્ડ ટુ યુ )

તેનું કાંઈ નહીં. It does not matter (ઇટ ડઝ નૉટ મૅટર)
મારે બધું સરખું છે. It is all the same to me (ઇટ ઇઝ ઓલ ધી સેમ ટુ મી)
તમારે માટે મારેથી બનશે તેટલું કરીશ. I will try my best for you (આઇ વીલ ટ્રાઈ માઇ બૅસ્ટ ફોર યુ)
તમે તેના ઉપર એક મેહેરબાની કરશો? Will you do him a favour? (ઉવીલ યુ ડુ હીમ આ ફેવર?)
મને નાઉમેદ કરતા ના. Do not disappoint me (ડુ નૉટ ડિસઍપોઇન્ટ મી)
મેં તેને અરજ કીધી. I requested him (આઈ રીકવેસ્ટેડ હીમ)
હું તમને અરજ કરૂં છું I request you (આઈ રીકવેસ્ટ યુ)
તમને તે યાદ છે? Do you remember that? (ડુ યુ રિમેમ્બર ધેટ?)
મને તે યાદ છે. I remember it (આઇ રિમેમ્બર ઇટ)
તમને શું યાદ છે? What do you remember (હ્વોટ ડુ યુ રિમેમ્બર?)
મને કાંઈ યાદ નથી. I remember nothing (આઇ રિમેમ્બર નથીંગ)
તમે પેલી ચોપડી લાવ્યા કે? Did you bring that book? (ડીડ યુ બ્રીંગ ધેટ બુક?)
ના, ભુલી ગયો. No, I forgot to bring it (નો, આઇ ફરગોટ ટુ બ્રીંગ ઇટ)

## વાંચન પાઠ ૫૯ મો.

| | |
|---|---|
| ભુલી ગયો forgot (ફરગોટ) | બેદરકાર careless [કેરલેસ] |
| જરૂર positively (પોઝીટીવ્લી) | ગાવું sing ( સાંગ ) |
| ચુકવું fail ( ફેલ ) | ગીત song ( સૌંગ ) |
| યાદ દેવાડવું remind (રીમાઇન્ડ) | ગમવું like ( લાઇક ) |
| બેમાનું એક either ( ઇધર ) | ત્યારે then ( ધેન ) |
| જોયેલું seen ( સીન ) | શીખવું learn ( લર્ન ) |
| લીધી taken ( ટેકન ) | અંગ્રેજી English (ઇંગ્લિશ) |
| હલકું low ( લો ) | ભરૂશો રાખવો depend(ડીપેન્ડ] |
| મોટેથી aloud ( એલાઉડ ) | બોલ word ( ઉવર્ડ ) |
| ઘડિયાળ watch ( ઉવોચ ) | પાળવો keep ( કીપ ) |
| જોઇએ want ( ઉવોટ ) | તોડવું break ( બ્રેક ) |
| વચન આપવું promise (પ્રોમીસ) | આશા રાખવી hope (હોપ) |

હું તે લાવવાનું ભુલી ગયો I forgot to bring it ( આઇ ફરગોટ ટુ બ્રીંગ ઇટ )

કાલે તે જરૂર લાવજો, Bring it positively to-morrow ( બ્રીંગ ઇટ પોઝીટીવલી ટુ-મોરો )

તે લાવવાને ચુકતા ના Don't fail to bring it ( ડોન્ટ ફેઇલ ટુ બ્રીંગ ઇટ )

તે વીષે મને યાદ દેવાડજો Remind me of it ( રીમાઇન્ડ મી ઓફ ઇટ )

હું કદાચ તે લાવીશ અથવા મોકલીશ. I will either bring it or send it ( આઇ ઉવીલ ઇધર બ્રીંગ ઇટ ઓર સેન્ડ ઇટ )

મને આ ચોપડી જોઇએ છીએ. I want this book ( આઇ ઉવૉન્ટ ધીસ બુક )

આ ચોપડી તમારા ભાઇને આપજો Give this book to your brother ( ગીવ ધીસ બુક ટુ યોર બ્રધર )

હેઠે જઇને મારી ચોપડી લાવો. Go down and bring my book ( ગો ડાઉન એન્ડ બ્રીંગ માય બુક )

તમે મારી ચોપડી જોઇ કે ? Have you seen my book? ( હેવ યુ સીન માય બુક ? )

તેણે કઇ ચોપડી લીધી છે? Which book has he taken? ( ઉવીચ બુક હેઝ હી ટેકન ? )

તે ઘણો બેદરકાર છે. He is very careless ( હી ઇઝ વેરી કૅરલેસ )

તમે એક ગીત ગાવો You sing a song (યુ સીંગ આ સૉગ)

મને ગાવાનું નથી ગમતું. I don't like to sing (આઇ ડૉન્ટ લાઇક ટુ સીંગ )

ત્યારે તમને શું ગમે છે ? What do you like then ? (ઉવૉટ ડુ યુ લાઇક ધેન ? )

મને અંગ્રેજી શીખવાનું ગમે છે. I like to learn English ( આઇ લાઇક ટુ લર્ન ઇંગ્લિશ )

તમે 'ઇંગ્લીશ ટીચર' વાંચો You read 'English Teacher' ( યુ રીડ "ઇંગ્લિશ ટીચર" )

તે ઇંગ્રેજી સારૂં બોલે છે. He speaks English well ( હી સ્પીક્સ ઇંગ્લિશ ઉવેલ )

તમે એટલું ધીમું શું કામ બોલો છો? Why do you speak so low? (વ્હાય ડુ યુ સ્પીક સો લો?)

તમે મોટેથી બોલી શકતા નથી? Can't you speak aloud? (કાન્ટ યુ સ્પીક એલાઉડ?)

તમે મને તે ઘડિયાળ નહી આપો? Will you not give me that watch? (વીલ યુ નૉટ ગીવ મી ધૅટ વૉચ?)

તમને તે જોઇએ છે? Do you want it? (ડુ યુ વૉન્ટ ઇટ?)

હું તમને તે કાલે આપીશ. I will give it to you to-morrow (આઇ વીલ ગીવ ઇટ ટુ યુ ટુ-મૉરો)

તમે તે આપવાને વચન આપશો? Will you promise to give it to me? (વીલ યુ પ્રોમીસ ટુ ગીવ ઇટ ટુ મી?)

હું હવે તમને વચન આપી શકતો નથી. I can't promise you now (આઇ કાન્ટ પ્રોમીસ યુ નાઉ)

હું તમારા બોલ ઉપર ભરોંસો રાખું છું. I depend upon your word (આઇ ડીપેન્ડ અપોન યૉર વર્ડ)

હું મારો બોલ પાળું છું. I keep my word (આઇ કીપ માય વર્ડ)

હું વચન તોડું તેવો માણસ નથી. I am not the man to break my promise (આઇ ઍમ નૉટ ધી મેન ટુ બ્રેક માય પ્રોમીસ)

---

## વાંચન પાઠ ૬૦ મો

વીસ twenty (ટ્વેન્ટી)

ઉછીનું આપવું lend (લેન્ડ)

ઉછીનું આપ્યું lent (લૅન્ટ)

આબરૂદાર respectable (રીસ્પૅક્ટેબલ)

ઉછીના લીધા borrowed (બૉરોડ)

એટલું મોડું so late (સો લેટ) આંકડો bill (બિલ)
થોભ્યો stayed (સ્ટેડ) પૈસા આપવા pay (પે)
ક્યાંથી whence (હ્વેન્સ) રવીવાર Sunday (સનડે)
રકમ sum (સમ)

તમે જાણો છો કે હું કોણ છું? Do you know who I am?
(ડુ યુ નો હુ આઇ ઍમ?)

હું પૈસાદાર તેમજ આબરૂદાર છું. I am rich and respectable
(આઇ એમ રીચ એન્ડ રીસ્પેક્ટેબલ)

તમે તેને પાંચ રૂપીઆ ઉછીના આપશો? Will you lend him
five rupees? (હ્વીલ યુ લેન્ડ હીમ ફાઇવ રૂપીઝ?)

મારી પાસે નથી. I have not got them (આઇ હેવ નોટ
ગૉટ ધેમ)

મેં વીશ રૂપીઆ ઉછીના લીધા. I borrowed twenty
rupees (આઈ બૉરોડ ટ્વેન્ટી રૂપીઝ)

હમણાંજ મેં એટલી રકમ તેને આપી. I just now lent him
that sum (આઇ જસ્ટ નાઉ લેન્ટ હીમ ધેટ સમ)

તમારી સાથે રહે છે? Does he live with you? (ડઝ હી
લીવ હ્વીથ યુ?)

હા, તે અમારી સાથે રહે છે. Yes, he lives with us (યસ,
હી લીવ્ઝ હ્વીથ અસ)

પી. ને કહો કે આવે. Tell P. to come (ટેલ પી ટુ કમ)

તેઓ અહિંયાં આવે છે. They are coming here (ધે આર
કમીંગ હીઅર)

તે કોણ છે? Who is he? (હુ ઇઝ હી?)

તેને શું જોઇએ છે ? What does he want ? ( હ્વૉટ ડઝ હી હ્વૉન્ટ ? )

તે શા સારૂ આવ્યો છે ? Why has he come ? (વ્હાય હૅઝ હી કમ ? ]

તમને મોડું કેમ થયું ? What made you late ? ( હ્વૉટ મેડ યુ લેટ ? )

તે ઘેર હતો. He was at home (હી હ્વૉઝ એટ હોમ)

હું બહુ વાર થોભ્યો. I stayed very long ( આઇ સ્ટેડ વેરી લૉંગ )

તમે તેને ક્યાં જોયો ? Where did you see him ? (હ્વેહૅર ડિડ યુ સી હીમ ? )

તે ક્યાંથી આવ્યો છે ? Where has he come from ? ( હ્વેહૅર હૅઝ હી કમ ફ્રોમ ? )

તેને પુછો કે શું કહે છે ? Ask him what he has to say? (આસ્ક હીમ હ્વૉટ હી હેઝ ટુ સે ?)

એ આંકડો લાવ્યો. He brought a bill (હી બ્રોટ આ બિલ)

તમે તમારા આંકડાના પૈસા આપશો ? Will you pay your bill ? (હ્વીલ યુ પે યોર બિલ ? )

મારે તે માણસને દશ રૂપીઆ આપવા છે. I have to pay the man ten rupees ( આઇ હેવ ટુ પે ધી મૅન ટૅન રૂપીઝ )

તમે બાહેર ક્યારે જાઓ છો ? When do you go out ? (હ્વેહેન ડુ યુ ગો આઉટ ? )

સવારે હું આઠ વાગતે બાહેર જાઉ છું. I go out at eight in the morning (આઇ ગો આઉટ એટ એઇટ ઇન ધી મોરનીંગ)

આજે સવારે મને મળજો. See me this morning (સી મી ધીસ મોરનીંગ)

આજે સાંજે મારે ઘેર આવજો. Call at my house this evening (કૅાલ એટ માય હાઉસ ધિસ ઇવનીંગ)

તમારી મરજી હોય તો હું તમારે ઘેર આવું. If you like I may call at your house (ઇફ યુ લાઇક આઇ મે કૅાલ એટ યોર હાઉસ)

---

## વાંચન પાઠ ૬૧ મો.

ઘેર home (હોમ)
ઘર house (હાઉસ)
ચુકવું miss (મિસ)
આગગાડી train (ટ્રેન)
એટલી ઝડપથી, જલદી so fast (સો ફાસ્ટ)
આના annas (ઍનાઝ)
રસ્તો road (રોડ)
માર્ગ, રસ્તો way (વે)
જરા rather (રાધર)
બંધ shut (શટ)
દોડતા are running (આર રનીંગ)
જરૂર, ખચીત surely (સ્યોરલી)
ભુલવું fail (ફેલ)
બનવું suit (સૂટ)
પૈસા money (મની)
બદલવું change (ચેન્જ)
બજાર market (માર્કેટ)
સીધા straight (સ્ટ્રેટ)
આગળ on (ઑન)
વળવું turn (ટર્ન)
જમણું, ખરૂં right (રાઇટ)

બેવાર twice (ટવાઇસ) | ડાબું left (લેફ્ટ)
ખોટી થતાં waiting (વેટીંગ) | થયો became (બીકેમ)
હમણાંજ just now (જસ્ટ નાઉ) | ના પાડે છે denies (ડીનાઇઝ)
જગ્યા place (પ્લેસ) | બોલ્યો spoken (સ્પોકન)
આસરે about (એબાઉટ) | તરફેણ favour (ફેવર)
અરધો half (હાફ) | ઇરાદો Intend (ઇનટેન્ડ)
માઇલ mile (માઇલ) | બાંધવું build (બીલ્ડ)
જવાય છે leads (લીડસ) | માગણી offer (ઑફર)
વેચવું sell (સેલ)

મારે આજે આવવું જોઈએ I must come to-day (આઇ મસ્ટ કમ ટુ-ડે)

તમે મને ઘેર ક્યારે મળશો ? When can you see me at home (વ્હેન કેન યુ સી મી એટ હોમ ?)

હમેશાં સવારના Always in the morning (ઑલવેઝ ઇન ધી મોરનીંગ)

હું જરૂર આવીશ I will surely come (આઇ વીલ સ્યૉરલી કમ)

ગઇ કાલે હું તમારે ઘેર હતો. I was at your house yesterday (આઇ વોઝ એટ યૉર હાઉસ યસ્ટર-ડે)

આજે મને મળજો See me to-day (સી મી ટુ ડે)

કાલે આવવાને ભુલતા ના Don't fail to come to-morrow (ડોન્ટ ફેઇલ ટુ કમ ટુ-મોરો)

સવારના તમારાથી બનશે કે ? Will the morning suit you ? (વીલ ધી મોરનીંગ સુટ યુ ?)

મારે દરેક વખત સરખો છે, Any time will suit me (એની ટાઇમ ઉવીલ સુટ મી)

હું તમને તમારા ઘર આગળ મળીશ. I shall see you at your house (આઇ શૅલ સી યુ એટ યોર હાઉસ)

તમે એટલા ઉતાવળા ક્યાં જાઓ છો? Where are you going so fast? (વ્હેર આર યુ ગોઇંગ સો ફાસ્ટ?)

તમે જલદી શું કરવા દોડો છો? Why are you runing fast? (વ્હાય આર યુ રનીંગ ફાસ્ટ?)

હું આગગાડી ચુકીશ. I shall miss the train (આઇ શૅલ મિસ ધી ટ્રેન)

મારી પાસે ત્રામના પૈસા નથી. I have no money for the tram (આઇ હેવ નો મની ફોર ધી ટ્રામ)

આ બે આના લો. Take these two annas (ટેક ધીઝ ટુ ઍનાઝ)

પેલી ત્રામ ઉભી રાખો. Stop the tram (સ્ટોપ ધી ટ્રામ)

તે ગીરગામ જાએ છે. It is going to Girgam (ઇટ ઇઝ ગોઇંગ ટુ ગીરગામ)

આપણને તે બદલવી પડશે. We shall have to change it (ઉવી શૅલ હેવ ટુ ચેન્જ ઇટ)

ના, તે પરબારી જશે. No, it will go direct (નો, ઇટ ઉવીલ ગો ડીરેક્ટ)

હું તેને મળવા જાઉં છું. I am going to see him (આઇ ઍમ ગોઇંગ ટુ સી હીમ)

તમે તેનું ઘર જોયુ છે ? Have you seen his house ? ( હૅવ યુ સીન હીઝ હાઉસ ? )

તમે મને કહેશો કે તે ક્યાં રહે છે? Will you tell me where he lives ? (વીલ યુ ટૅલ મી વ્હેર હી લીવ્ઝ ?)

શું આ ભાયખલા જવાનો રસ્તો છે ? Does this road lead to Byculla (ડઝ ધિસ રોડ લીડ ટુ ભાયખલા ?)

આ રસ્તો નથી. This is not the way ( ધિસ ઈઝ નોટ ધી વે )

તમે માર્ગ ભુલી ગયા. You have lost the way ( યુ હૅવ લૉસ્ટ ધી વે )

સીધા આગળ જાઓ Go straight on (ગો સ્ટ્રેટ ઑન)

જમણા હાથપર વળો. Turn to the right (ટર્ન ટુ ધી રાઇટ)

ડાબા હાથપર વળો. Turn to the left (ટર્ન ટુ ધી લૅફ્ટ)

તે અહીંથી કેટલું દુર છે ? How far is it from here ? (હાઉ ફાર ઈઝ ઇટ ફ્રોમ હીઅર ? )

આશરે અરધો માઇલ. About half a mile ( એબાઉટ હાફ આ માઇલ )

આ રસ્તેથી ક્યાં જવાય છે ? Where does this road lead to ? (વ્હેર ડઝ ધીસ રોડ લીડ ટુ ? )

બજાર તરફ. To the market (ટુ ધી માર્કેટ)

તમે રસ્તો ના ચુકતા. Don't miss the way ( ડોન્ટ મિસ ધી વે )

તે જરા દુર છે. It is rather far (ઈટ ઇઝ રાધર ફાર)

શું બારણું બંધ છે ? Is the door shut ? (ઈઝ ધી ડોર શટ?)

મેં તેને બે વખત હાંક મારી. I called him twice (આઇ કૉલ્ડ હીમ ટવાઇસ)

હું તમારી રાહ જોતો હતો. I was waiting for you (આઇ વૉઝ વેટીંગ ફૉર યુ)

તે મને હમણાંજ મળ્યો. He met me just now (હી મૅટ મી જસ્ટ નાઉ)

તે ક્યાં ગયો હતો? Where had he been? (વ્હેર હૅડ હી બીન?)

તે બજારમાં ગયો હતો. He had gone to the market (હી હૅડ ગૉન ટુ ધી માર્કેટ)

તે ઘણો ગુસ્સે થયો. He became very angry (હી બીકેમ વેરી એન્ગ્રી)

તે ના પાડે છે કે મેં એમ કહ્યું નથી. He denies having said so (હી ડીનાઇઝ હેવીંગ સેડ સો)

તમે જરા રાહ જોશો. Will you wait for me a little (વીલ યુ વેઇટ ફૉર મી આ લીટલ)

---

## વાંચન પાઠ ૬૨ મો.

| | |
|---|---|
| વીમો Assurance (ઍશ્યુરન્સ) | કુંભાર Potter (પૉટર) |
| આગબોટ Steamer (સ્ટીમર) | બનાવે છે Makes (મેક્સ) |
| વર્ણન Account (એકાઉન્ટ) | વાસણો Vessels (વૅસલ્સ) |
| લખવું To write (રાઇટ) | માટી Clay (ક્લે) |
| રેશમ Silk (સીલ્ક) | ચક્કર Wheel (વ્હીલ) |
| સોનું Gold (ગોલ્ડ) | રંગ Colour (કલર) |

પીળો Yellow (યેલો) સ્વચ્છ, ચોખ્ખું Clear (ક્લીઅર)
વાદળી Blue (બ્લ્યુ) ઉંટો Camels (કૅમલ્સ)
ભવિષ્ય Future (ફ્યુચર) ધારૂં છું Think (થીન્ક)
સાવચેત Careful (કેરફુલ] જાતો kinds (કાઇન્ડ્ઝ)
ફરીથી બોલવું Repeat (રીપીટ) પાઠ Lesson (લેસન)
કારણ કે because (બીકોઝ) રૂપું Silver (સીલ્વર)
ઉછીનું આપવું Lend (લેન્ડ) માગવું Want (વૉન્ટ)
પત્થર પાટી Slate (સ્લેઇટ) મારૂં Mine (માઇન)
મજબુત strong (સ્ટ્રૉન્ગ) ગુલાબનું ફુલ rose (રોઝ)
રૂ cotton [કૉટન) મદદ help (હેલ્પ)
ધોળું white (વ્હાઇટ) સુંદર fine (ફાઇન)
કીમતી precious (પ્રેસિઅસ) રૂપું silver (સીલ્વર)
ત્રાંબુ copper (કૉપર) લોકો persons (પરસન્સ)
લાલ red (રેડ) ભીનાશવાળું damp ડેમ્પ)
ઝુંપડા cottages (કોટેજીઝ) પુછવું Ask (આસ્ક)

કયા ડાક્ટરની દવા કરો છો? What doctor attends you? (વ્હોટ ડૉક્ટર એટેન્ડસ યુ ?)

હું તેના સોબતીઓ લાવ્યો છું. I have brought his companions (આઇ હેવ બ્રોટ હીઝ કમ્પેનીઅન્સ)

હું ઝાડ પાસે ઘેટું જોઉં છું I see the sheep near the tree (આઈ સી ધી શીપ નીયર ધી ટ્રી)

આ પાણી ઉકાળો Boil this water (બોઇલ ધીસ વૉટર)

હું શહેરમાં રહું છું. I live in the town (આઈ લીવ ઇન ધ ટાઉન)

રાજા મહેલમાં રહે છે. The king lives in a palace (ધી કીન્ગ લીવ્ઝ ઇન એ પેલેસ:)

હું ઓચીંતો અટક્યો. I stopped suddenly ( આઇ સ્ટોપ્ડ સડનલી )

રેલવે અથવા આગબોટનો હેવાલ તમે લખશો? Will you write an account of a railway or a steamer? ( વીલ યુ રાઇટ એન એકાઉન્ટ ઓફ એ રેલવે ઓર એ સ્ટીમર? )

તમે કદી રેશમ જોયું છે? Have you ever seen silk? ( હેવ યુ એવર સીન સીલ્ક? )

ના, મેં તે જોયું નથી. No, I have not seen it ( નો, આઇ હેવ નૉટ સીન ઇટ )

ચકરના ઉપર કુંભાર માટીનાં વાસણ બનાવે છે. A potter makes vessels of clay on a wheel ( આ પૉટર મેક્સ વેસલ્સ ઓફ ક્લે ઓન આ વ્હીલ )

તમે સોનું અને રૂપું જોયું છે? Have you seen gold and silver? (હેવ યુ સીન ગાલ્ડ એન્ડ સીલ્વર )

તેનો રંગ પીળો હોય છે. It has yellow colour ( ઇટ હેઝ યલો કલર )

સ્વચ્છ આકાશ આશમાની હોય છે. Clear sky is blue (ક્લીર સ્કાય ઇઝ બ્લ્યુ )

ઉટો ભુરાં હોય છે. Camels are brown (કેમલ્સ આર બ્રાઉન)

ગોપાલ નઠારો છોકરો છે. Gopal is a bad boy ( ગૉપાલ ઇઝ એ બૅડ બૉય )

બાલાભાઇ તે પથ્થર પાટી મને ઉછીની આપશો ? Balabhai, will you lend me that slate ? (બાલાભાઇ, વીલ યુ લેન્ડ મી ધેટ સ્લેઇટ ? )

ગોપાલ હું તને ઉછીની આપીશ. Gopal, I can lend it to you (ગોપાલ, આઈ કેન્ લેન્ડ ઇટ ટુ યુ)

કારણ કે તે મારી છે. Because it is mine ( બીકોઝ ઇટ ઇઝ માઇન્ )

વારૂ, તે હું માસ્તર પાસે માગીશ. Well, I will ask the master for it ( વેલ, આઇ વીલ આસ્ક ધ માસ્ટર ફોર ઇટ )

જો તમે મહેરબાની કરો તો સાહેબ, હું કંઇ કહેવા માગું છું. If you please, sir, I want to tell you something (ઇફ યુ પ્લીઝ, સર, આઇ વૉન્ટ ટુ ટેલ યુ સમથીંગ)

હું ભવિષ્યમાં સાવચેત થઇશ. I will be careful in future (આઇ ઉવીલ બી કેરફલ ઈન ફયુચર)

તમે તમારો પાઠ ફરીથી બોલી જશો ? Will you repeat your lesson ? (વીલ યુ રીપીટ યૅાર લેસન ?)

હા, હું ધારૂં છું કે હું કરીશ. Yes, I think I will (યસ આઇ થીન્ક આઇ વીલ)

ત્યાં ઘણી જાતનાં કુતરાં છે. There are a great many kinds of dogs ( ધેર આર એ ગ્રેટ મૅનિ કાઇન્ડસ ઑફ ડૉગ્ઝ )

તે મોટો અને મજબુત માણસ હતો. He was a big, & strong man (હી વોઝ એ બીગ એન્ડ સ્ટ્રૉન્ગ મૅન)

આ સુંદર ગુલાબ ફુલ છે. This is a fine rose (ધીસ ઇસ એ ફાઇન રોઝ )

ગરીબને મદદ કરો. Help the poor (હૅલ્પ ધ પુઅર)

હું તેને બેસી જવાનું કહું છું. I bid him to sit down (આઇ બીડ હીમ ટુ સીટ ડાઉન)

મને જવા દો Let me go (લેટ મી ગો)

તેને આપવા દો. Let him give (લેટ હીમ ગીવ)

મહેરબાની કરીને તેને રોવા દો. Please let him cry (પ્લીઝ લેટ હીમ ક્રાય)

સોનું અને રૂપું કીમતી ધાતુ છે. Gold and Silver are precious metals (ગોલ્ડ એન્ડ શીલવર આર પ્રેસીઅસ મેટલ્સ)

રૂ ધોળુ હોય છે. Cotton is white (કૅાટન ઇઝ વાઇટ)

તેની તબિયત આજ ઠીક નથી જણાતી. He does not look well to-day (હી ડઝ નોટ લુક ઉવેલ ટુ ડે)

ત્રાંબુ લાલ હોય છે. Copper is red (કૅાપર ઇઝ રેડ)

તે ઘર ભીનશવાળુ હતું. The house was damp (ધિ હાઉસ વોઝ ડૅમ્પ)

આ લોકો તેમનાં ઝુંપડાં ચોખ્ખાં રાખે છે. These persons keep their cottages clear ( ધીઝ પરસન્સ કીપ ધેર કૅાટેજીસ ક્લીયર )

હવે હું આવું. May I come now (મે આઇ કમ નાઉ)

### Few (ફ્યુ) તથા A few (એ ફ્યુ) નો તફાવત,

Few "નહીંજ" "બહુજ થોડા" જેમકે Many are paid but few are left (મેનિ આર પેઇડ બટ ફ્યુ આર લેફ્ટ)ઘણાને પૈસા આપવામાં આવ્યા છે પણ બહુજ થોડાને આપવાના બાકી છે.

A few: વધારે નહી પણ થોડા.

પરમેશ્વરે સૌને બે આંખો આપી છે, પણ તેનો ખરો ઉપયોગ તો થોડાનેજ આવડે છે. God has given two eyes to all but only a few know how to use well (ગોડ હેઝ ગીવન ટુ આઇઝ ટુ ઓલ, બટ ઓનલિ એ ફ્યુ નો હાઉ ટુ યુઝ ઉવેલ) Few એટલે બીલકુલ નહી જેવું. જેમકે, He read few books (હી રેડ ફ્યુ બુકસ) તેણે થોડી ચોપડીઓ વાંચી.

---

### Little (લીટલ) તથા (એ લિટલનો) તફાવત.

Little (લીટલ) થોડુંક (લગભગ નહીંજ)

A Little (એ લીટલ) થોડાક (ઘણા નહીં)

Little bread (લીટલ બ્રેડ) થોડોક રોટલો

A Little bread (એ લીટલ બ્રેડ) થોડો (ઘણો નહીં)

Little અને A Little જથ્થો બતાવે છે, માટે ક્રિયાપદ એક વચનનું સ્વીકારે છે.

---

### પ્રશ્નાર્થ તથા નિશેધાર્થ.

જ્યારે પ્રશ્નાર્થ તથા નિષેધાર્થરૂપ કરવું હોય ત્યારે પ્રશ્નાર્થની પેઠે વાકયને ગોઠવી કર્તા પછી not નોટ મુકવો.

હું કામ કરતો નથી? Do I not work? (ડુ આઇ નૉટ વર્ક)

તેઓએ અમને તજ્યા હશે ? Will they have forsaken us ? (વીલ ધે હેવ ફરસેકન્ અસ )

નકાર No, (નો) not (નૉટ) અને Never (નૅવર) વડે દેખાડવામાં આવે છે.

---

## અપવાદ.

જો To be અને To have મુખ્ય ક્રીયાપદ હોય અને તેવાં વાક્યનો નકાર કરવો હોય, તો તેની પહેલાં Do ન આવતાં, તેજ ક્રીયાપદ કર્તાની પહેલાં લખાય છે.

મારી પાસે ઘણા રૂપીઆ નથી. I have not many rupees (આઇ હેવ નૉટ મેનિ રૂપીઝ)

તેની પાસે ઘણા રૂપીઆ નથી. He has not many rupees (હી હૅઝ નૉટ મેનિ રૂપીઝ )

જો never વપરાણો હોય તોપણ વર્તમાન અને ભુતકાળમાં બીજું સહાયકારક ક્રીયાપદ આવતું નથી, જેમકે, તે કદી સમ ખાતો નથી. He never swears (હી નૅવર સ્વેર્સ)

---

## નકારમાં કાળ કેમ ઓળખાય ?

રીત—નકાર વાક્યને "હકાર" મુકી દેવું એટલે કે "નકારને" "હકાર" પકવાડે મુકવો. જેમકે,

હું આજે જમ્યો છું (નહી) I heve not taken my diner at all to-day (આઇ હેવ નોટ ટેકન માય ડીનર ઍટ ઓલ ટુ ડે )

## સહ્યભેદ Passive Voice ( પેસિવ વોઇસ ).

(૧) જે અંગ્રેજી સકર્મક ક્રિયાપદનું સહ્યભેદ કરવું હોય તે ક્રિયાપદના ભુતકૃદંતની પહેલાં To be ( ટુ બી ) નું રૂપ લગાડવું

(૨) જે પુર્ણકાળનું સહ્યભેદ કરવું હોય તો ભુતકૃદંત પહેલાં.

Have been, had been ( હૅવ બીન ) ( હૅડ બીન ) અને shall (શેલ)

Shall have been, (શૅલ હૅવ બીન ) લગાડયાથી અનુક્રમે પુર્ણ વર્તમાન સહ્યભેદ થાય છે. I have been caught (આઇ હૅવ બીન કોટ) We have been caught (વી હેવ બીન કોટ) વિગેરે જો પૂર્ણકાળનું ચાલુ રૂપ કરવું હોય તો વર્તમાન કૃદંતની અગાઉ have been (હૅવ બીન ) had been ( હેડ બીન ) અને shall have been (શૅલ હૅવ બીન) લગાડયાથી અનુક્રમે ચાલુ પુર્ણ વર્તમાન, ચાલુ પૂર્વભૂત તથા ચાલુ પુર્ણ ભવિષ્યકાળ થાય છે.

---

## આજ્ઞાર્થ Imparative mood ઇમ્પરેટીવ મુડ.

અંગ્રેજીમાં "આજ્ઞાર્થ" માત્ર બીજા પુરૂષ બહુવચનમાં વપરાય છે, વખતે બીજા પુરૂપ એકવચનમાં પણ વપરાય છે. પણ તે બંન્ને વચનમાં જ્યારે આજ્ઞાર્થ આવેલો હોય ત્યારે અંગ્રેજીમાં તેને બનાવવાની રીત એ છે કે કર્તા ઉડાડી ફકત ક્રીયાપદ રાખવું. જેમકે તું આવ Come (કમ), તમે લાવો Bring it ( બ્રીંગ ઇટ ) પણ અંગ્રેજીમાં વખતે પહેલે પુરૂષે અગર ત્રીજે પુરૂષે પણ આજ્ઞાર્થ વાપરે છે, જેમકે; મને કહેવા દો Let me tell ( લેટ મી ટેલ ) તેને આવા દો Let him come ( લેટ હીમ કમ )

## સામાન્ય Infinitive mood (ઇન્ફીનીટીવ મુડ.)

સામાન્ય એટલે કે ગુજરાતીમાં વો, વી, વું, વાળા ક્રીયાપદનાં રૂપ આવે છે તેનો તરજુમો To લગાડીને થાય છે. જેમકે,

મને વાંચવું ગમે છે I like to read (આઇ લાઇક ટુ રીડ)

---

અંગ્રેજીમાં નીચે લખેલ ક્રીયાપદ પછવાડે To વાપરતો નથી જેવાં કે,

| | | | |
|---|---|---|---|
| May | (મે) | Must | (મસ્ટ) |
| Dare | (ડેર) | Can | (કેન) |
| Will | (વીલ) | Do | (ડુ) |
| Shall | (શૅલ) | Bid | (બીડ) |
| Feel | (ફીલ) | Have | (હૅવ) |
| Hear | (હીઅર) | Let | (લેટ) |
| Make | (મેઇક) | Need | (નીડ) |
| See | (સી) | Observe | (ઓબ્ઝર્વ) |
| Watch | (વોચ) | Keep | (કીપ) |
| Know | (નો) | Behold | (બીહોલ્ડ) |
| Mark | (માર્ક) | Find | (ફાઇન્ડ) |
| Perceive | (પરસીવ) | | |

---

### વાંચન પાઠ ૬૩ મો.

લુચ્ચો Cunning (કનીંગ) પોહળો Broad (બ્રૉડ)
માંદો Sick (સીક) મીઠો Sweet (સ્વીટ)

બેવકુફ Stupid (સ્ટુપીડ)
સાંકરો Narrow (નેરો)
આળસુ Lazy (લેઝી)
પાઠો Lessons
વર્ગ Class (કલાસ)
ઝાડ Tree (ટ્રી)
દોલત, પૈસો Wealth (વેલ્થ)
ઇચ્છા, મરજી Desire (ડીઝાયર)
કચરો Filth (ફીલ્થ)
રાજી Willing (ઉવલીંગ)
પૈસો Money (મનિ)
આગળ ચાલ્યો Advanced
(એડવાનસડ)
સોટી Cane ( કેઇન )
લાકડી Stick (સ્ટીક)
શરૂ કરવું To commence
( ડુ કમેન્સ )
જારી રાખવું Continue
( કન્ટીન્યુ )
ખુબસખત Severely
( સીવીઅરલિ )
ભાષણ Lecture (લેકચર)
એકઠા કરવું, વિણવું Togather
ડુ ગેધર)

શત્રુ Enemy (એનિમી)
સહેલું Easy (ઇઝી)
છોકરો Boy (બોય)
ઉદ્યોગી Diligent (ડીલીજન્ટ)
ખુબસુંદર Beautiful (બ્યુટીફુલ)
પક્ષી Bird ( બર્ડ )
એકઠું કરવું To accumulate
(ડુ એકયુમ્યુલેટ)
ઘર House (હાઉસ)
આગમનથી Advance(એડવાન્સ)
સરદાર General (જનરલ)
ભારે Powerful (પાવરફુલ)
ફોજ Force (ફોર્સ)
સભા ભરવી To assemble a
meeting ( ડુ એસેમ્બલ એ
મીટીંગ )
વાળવું To bend (ડુ બેન્ડ)
લડાઇ War (વોર)
શિક્ષક Teacher ( ટીચર ]
પડઘમ Drums ( ડ્રમ્સ )
છેડો End (એન્ડ)
વાંધાનો છેડો લાવવો To end
the dispute (ડુ એન્ડ ધી
ડીસ્પ્યુટ )

ફુલો Flowers (ફ્લાવર્સ) એકઠા થયા Gathered (ગેધર્ડ)
વગાડવું To beat (ટુ બીટ) વીણવા Gathering (ગેધરીંગ)
મંડી ગઇ હતી Engaged (એન્ગેજડ]
માણેકલાલ લુચ્ચો છોકરો નથી. Manaklal is not a cunning boy (માનેકલાલ ઇઝ નોટ એ કનીંગ બૉય)
તેનો બાપ માંદો હતો His father was sick (હીઝ ફાધર વોઝ સીક)
તમારો ભાઇ બેવકુફ છે. Your brother is stupid (યૉર બ્રધર ઇઝ સ્ટુપીડ)
આ રસ્તો સાંકડો છે This road is narrow (ધીસ રોડ ઇઝ નેરો
દરીયો પહોળો છે. The Sea is broad (ધ સી ઇઝ બ્રોડ)
સાકર મીઠી હોય છે Sugar is sweet (સ્યુગર ઇઝ સ્વીટ)
મનસુખ મારો શત્રુ નથી Mansukh is not my enemy (મનસુખ ઇઝ નોટ માય એનિમી)
ગઈ કાલે પાઠ સહેલો હતો. Yesterday's lesson was easy (યસ્ટર્ડેઝ લેસન વોઝ ઇઝી)
દલસુખ આળસુ છોકરો છે. Dalsukh is a lazy boy (દલસુખ ઈઝ એ લેઝી બોય)
તે તેના પાઠ શીખશે. He will learn his lesson (હી વીલ લર્ન હીઝ લેસન્સ)
ફુલચંદ ઉદ્યોગી છે Fulchand is diligent (ફુલચંદ ઇઝ ડીલીજન્ટ)

તે તેના વર્ગમાં પહેલો છે. He is at the head of his class ( હી ઇઝ એટ ધ હેડ ઓફ હીઝ કલાસ )

તેણે એક ખુબસુંદર પક્ષી ઝાડઉપર જોયું. He saw a beautiful bird on the tree (હી સૉ એ બ્યુટીફુલ બર્ડ ઓન ધ ટ્રી. )

પૈસો એકઠો કરવોજ એજ મારી મરજી છે. To accumulate wealth is my sole desire (ટુ એક્યુમ્યુલેટ વેલ્થ ઇઝ માય સોલ ડીઝાયર ]

તમારા ઘર આગળ કચરો એકઠો થવા દેતા નહી. Don't allow filth to accumulate near your house. (ડોન્ટ એલાઉ ફીલ્થ ટુ એક્યુમ્યુલેટ નીઅર યોર હાઉસ)

પૈસા આગમજથી આપવાને તે રાજી હતો. He was willing to advance money (હી વોઝ ઉવલીંગ ટુ એડવાન્સ મનિ)

સરદાર ભારે ફોજ લઇને આગળ ચાલ્યો The General advanced with a powerful force ( ધી જનરલ એડવાન્સ્ડ ઉવીથી એ પાવરફુલ ફોર્સ )

તેઓએ સભા ભરી છે They have assembled a meeting ( ધે હેવ એસેમ્બલ્ડ એ મીટીંગ )

સભા કયારે ભરાશે ? When will the meeting assemble ? (વ્હેન ઉવિલ ધ મીટીંગ એસેમ્બલ ? )

આ સોટી મારાથી વળે છે. I can bend this cane (આઇ કેન બેન્ડ ધીસ કેઇન )

આ લાકડી નહિ વળે ? Will not this stick bend ( વીલ નોટ ધીસ સ્ટીક બેન્ડ ) ?

તમારૂં વાંચન ક્યારે બંધ કરશો ? When will you cease your reading? (વ્હેન ઉવિલ યુ સીઝ યોર રીડીંગ)

લડાઈ બંધ પડી ? Did the war cease ? [ડીડ ધ વૉર સીઝ ? )

તમે તમારૂ કામ ક્યારે શરૂ કર્યું ? When did you commence your work ? (વ્હેન ડીડ યુ કમેન્સ યોર વર્ક ?)

નિશાળનું કામ દશ વાગતે શરૂ થાય છે. The school work commences at ten ( ધ સ્કુલ વર્ક કમેન્સીસ એટ ટેન )

તેને કહો કે લખવા માંડે Tell him to begin to write ( ટેલ હીમ ટુ બિગિન ટુ રાઇટ )

પાઠ ક્યાંથી છે ? Where does the lesson begin from ? ( વ્હેર ડઝ ધ લેસન બીગીન ફ્રોમ ? )

તેણીને શિક્ષકે ખુબ મારી છે. The teacher has beat her severely ( ધી ટીચર હેઝ બેટ હર સીવીઅલી )

સવારે પડઘમ વાગી હતી The Drums beat in the morning ( ધ ડ્રમ્સ બેટ ઇન ધી મોર્નિંગ )

તે પોતાનું ભાષણ પુરૂ કરશે ? Will he end his lecture ? ( ઉવીલ હી એન્ડ હીઝ લેકચર ? )

એ કજીઆને ક્યારે છેડો આવશે ? When will this quarrel end ( વ્હેન ઉવીલ ધીસ કવોરલ એન્ડ ? )

તે ફુલ વીણવામાં રોકાઇ હતી She was engaged in gathering flowers ( શી વોઝ એન્ગેજડ ઇન ગેધરીંગ ફ્લાવર્સ. )

અમે જલદીથી એકઠા થયા અને વાતો કરવા માંડી We soon gatherd to-gather and began talking ( વી સુન ગેધર્ડ ટુગેધર એન્ડ બીગેન ટોકીંગ )

---

## પરચુરણ શબ્દોનો જથ્થો.

dye (ડાઇ) રંગવું
dun (ડન્) તગાદો, ઝાંખુ
done (ડન) કરેલું
dust (ડસ્ટ) ધુળ
dost (ડસ્ટ) કરેછે. Thou dost
doze (ડોઝ) ઝોકા ખાવા
does (ડોઝ) મૃગલીઓ, હરણીઓ
dose (ડોસ) એક વેળાનું ઓસડ
furze(ફર્ઝ) કાંટાવાળા છોડવા
draft (ડરાફ્ટ) પસંદગી. હુંડી
draught (ડરાફ્ટ) ખેંચવું, તાણવું
faint (ફેન્ટ) નરમ, કમજોર
feint (ફેન્ટ) કૃત્રિમ
fare [ફેર) જમવું, ભાડુ
fair (ફેર) સુંદર, મેળો
farewell (ફેરવેલ) રામરામ, સલામ
fate (ફેટ) નશીબ
fowl (ફાઉલ) મરઘો
frays (ફ્રેઝ) ઝઘડા
phrase (ફ્રેઝ) ફકરો
freeze (ફ્રીઝ) થિજવું, ઠરીને બંધાઇ જવું.
frieze (ફ્રીઝ) એક જાતનું ઉનનું કપડું.
furs (ફર્ઝ) રૂવાં
Gage (ગેજ) હોડ, સાનમાં મુકવું.
gauge (ગેજ) માપ કાઢવું
gall (ગોલ] પિત્ત
Gaul (ગેલ) ફ્રાન્સનું નામ
gild (ગિલ્ડ) સોનાનો ઢોળ ચઢાવવો.
guild (ગિલ્ડ) મહાજન, ધાર્મિક સમાજ.
gilt (ગિલ્ટ) રસેલું

fete (ફેટ) મીજબાની, ઉજાણી
feet (ફીટ) પગો
feat (ફીટ) પરાક્રમ
fool (ફુલ) મુર્ખ
full (ફુલ) ભરેલું
fore (ફોર) અગ્ર, મોખરે આવેલું
grisly (ગ્રિઝ્લિ] ભયાનક
four (ફોર) ચાર
forth (ફોર્થ) આગળ
fourth (ફોર્થ) ચોથું, ચોથો ભાગ
foul (ફાઉલ) અપવિત્ર મેલું
break (બ્રેક) તોડવું, ભાંગવું
bred (બ્રેડ) ઉછેર્યું
bread [બ્રેડ) રોટલી
broach (બ્રોચ) આરી, ટાંમણું, સોયું.
bruise (બ્રુઇઝ) કચરવું, ખાંડવું
sit (સીટ) બેસવું
broose (બ્રુઝ) મોઢેથી અવાજ કરવો
brute (બ્રુટ) જડ, અચેતન
burrow (બરો) કોતર, બખોલ
borough (બરો) સનંદીયા ગામ
but [બટ) પણ, ફક્ત, સિવાય,

guilt (ગિલ્ટ) અપરાધ
grate (ગ્રેટ) સળીઆની જાળી
great (ગ્રેટ) મોટું
grater (ગ્રેટર) ખમણી
greater (ગ્રેટર)વધારે મોટું
grizzily (ગ્રિઝીલી) કંઇક ભુરો
groan (ગ્રોન) દુઃખથી પીડાવું
grown (ગ્રોન) ઉગેલું
grocer (ગ્રોસર) ગાંધી
grossor ( ગ્રોસર ) વધારે કદવાળું
check (ચેક) અટકાવ, અંકુશ
cheque (ચેક) હુંડી
char (ચાર) થોડું બાળવું
char (ચાર) ઉપરનું કામ
chair (ચેર) ખુરશી
cit (સીટ) શહેરના લોકો
cite (સાઇટ) હોદાની રૂએ બોલાવવું.
site (સાઇટ) સ્થાનક, ઠેકાણું
Clarke ( કલાર્ક ) અટકનું નામ છે.
clerke (કલાર્ક) કારકુન પાદરી.
claws (કલોઝ) પંજા

butt (બટ) છેડો, હદ, સીમા,
by (બાય) પાસે
buy (બાય) ખરીદવું
close (ક્લોઝ) બંધ કરવું
call (કૉલ) બોલાવવું
caul (કૉલ) પડદો, માથા ઉપર પહેરવાની ટોપ
cane (કેઇન્) સોટી
cain (કેઇન્) એબલના ભાઇઓ
cannon (કેનોન્) તોપ, મોટી બંદુક
canon (કેનોન્) ધારો, નિયમ
caste (કાસ્ટ) નાત, જાત
cask [કાસ્ક] પીપ
casque (કેસ્ક) શિરસ્ત્રાણ, ટોપ
ceiling (સીલિન્ગ) છત
sealing (સીલિન્ગ) મોહર કરવાની લાખ
limn (લીમ્) ચીતરવું
lo (લો) જુઓ
low (લો) નીચું
lone (લોન્) એકલો
loan (લોન્) તગાવ

clause (ક્લોઝ) પ્રકરણ, વાક્ય
clime (ક્લાઇમ) દેશ પ્રદેશ હવા,
climb (ક્લાઇમ્બ) ટેકી ટેકીને ચઢવું
clothes (ક્લોધ્સ) પોશાક
cole (કોલ) વિલાયતી મુળો, કોબી,
coal (કોલ) કોયલા
creek (ક્રીક) ન્હાની ખાંડી
creak (ક્રીક) ચમચમ બોલવું.
કપુત્ર cast (કાસ્ટ) ફેંકવું.
day (ડે) દીવસ
dey (ડે) મોરીસનો સુબો
dew (ડ્યુ) ઝાકળ
due (ડ્યુ) લેહેણું
die (ડાઇ) મરી જવું
Dye (ડાઇ) રંગવું
meet (મીટ) મળવું
meat (મીટ) માંસ
mete (મીટ) આપવું
meter ([illegible]) માપનાર
metre ([illegible]) માપ

lock (લૉક) તાળુ
loch (લૉક) સરોવર
made (મેઇડ) બનાવ્યું
maid (મેઇડ) કુંવારીકા
male (મેઇલ) નર
mail (મેઇલ) ટપાલના કાગળો
લઇ જવાની ગાડી
mane (મેઇન) વાળ
main (મેઇન) મુખ્ય બળ
mantel (મેન્ટલ) અગ
mantle (મેન્ટલ) ઝબ્બો
maze (મેઝ) ગુચાવવું
maize (મેઝ) હિંદુસ્તાનના અ-
નાજની એક જાત–મકાઇ.
marshal(માર્શલ,ફોજનો ઉપરી
martial(માર્શલ)લડાઇ કરે તેવો
mean (મીન્) હલકું
mien (મીન્) હવા, રીત દેખાવ
meed (મીડ) ઇનામ
mede (મીડ) મેડીઆનો રહીશ
meal (મીલ) ખાણું
grot (ગ્રોટ) ભોંયરૂં
groat (ગ્રોટ)ચાર પેન્સનો સિક્કો
Hale (હેલ) નિરોગી

mite (માઇટ) નાનું જીવડું.
might (માઇટ) જોર
mity (માઇટી) પઇસાદાર
mighty (માઇટી) બળવાન
moan (મોન્) પશ્ચાતાપ કરવે
mown (મોન્) કાપવું
mote [મોટ] ઘણું જાડું
moat (મોટ) ઉંડી ખાઈ
mule (મ્યુલ) ખચ્ચર
mewl (મ્યુલ)છોકરાના પેઠે રોવું
muse (મ્યુઝ) મનન કરવું
mews (મ્યુઝ) દરઆઇ પક્ષી-
ઓની જાત
nap (નેપ) ટુંકી ઉંઘ
knap (નેપ) લપડાક
naught (નોટ) કંઈ નહીં
nought (નોટ) કંઇ પણ નહીં
nay (ને) નહીં
neigh (ને) ખોંખારવું
nave (નેવ) ધરી
knave [નેવ] લુચ્ચો
key (કી) કુંચી
quay (કી) બંદર
kill (કિલ) મારવું

Hail (હેલ) નમસ્કાર
Hare (હેર) સસલું
Hair (હેર) વાળ
Hall (હોલ) ઓરડો
haul (હોલ) જોરથી ખેંચવું
hart (હાર્ટ) સાબરનો નળ
heart (હાર્ટ) અંતઃકરણ
heel (હીલ) નમવું
heal (હીલ) રોગ મટાડવો.
here (હીઅર) અહીંઆ
hear (હીઅર) સાંભળવું
herd (હર્ડ) ટોળું
heard [હર્ડ] સાંભળ્યું
hie (હાઇ) દોડતાં જવું
high (હાઇ) ઉંચુ
I (આઇ) હું
eye (આઇ) આંખ
In (ઇન) અંદર
Inn (ઇન) ધર્મશાળા
jewry (જ્યુરી) જ્યુરી—એક શહેરનું નામ છે
levy (લેવી) એકઠું કરવું
ascent (એસ્સેન્ટ) ઉદય, ચઢવું તે
kiln [કિલ્ન] ભઠ્ઠી
lac (લેક) લાખ
lax (લેક્સ) નરમ
lade (લેડ) બોજો ભરવો
laid (લેડ) મુક્યું
lanch (લેન્ચ) ભાલાની માફક નાંખવું
launch (લોન્ચ) દરીઆમાં નાંખવું
lane (લેઇન) ગલી
lain (લેઇન) lieનું ભુતકૃદંત
leaf (લીફ) પાંદડું
led (લેડ) દોર્યું
lead (લીડ) ધાતુ, શીશું
lie [લી] કચરો
lea (લી) ખેતર
leek (લીક) ડુંગરીની જાત છે
leak (લીક) પાણી કાઢવું
joust (જસ્ટ) ઘોડા ઉપરની સરતમાં જોડાવવું
just (જસ્ટ) વાજબી
limb (લિમ્બ) અવયવ ઝાડની ડાળી
bit (બીટ) કટકો

assent (એસ્સેન્ટ) કબુલ કરવું
ate (એટ) ખાધું
eight (એટ) આઠ
aught (ઓટ) કાંઈપણ વસ્તુ
ought (ઓટ) જોઇએ
bad (બૅડ) નઠારૂં
bade (બેડ) ફરમાવ્યું
bale (બેલ) સામાનનું બંડલ
bail (બેલ) જામીનપર છોડવુ
baize (બેઝ] લુગડાની એક જાત
bays (બેઝ) તજના ઝાડ અખાતો
sweet ball (સ્વીટ બૉલ) લાડુ
birth (બર્થ) જન્મ, અવતાર
bawl (બોલ) રોવુ, બુમ પાડવી
bate (બેટ] ઘટાડવું
bait (બેટ) ગલમાં ભરાવેલુ ભક્ષ
bare (બેર) ખુલ્લુ, નાગુ
bear (બેર) રીંછ, લઇ જવુ, સહન કરવું
base (બેઇસ) પાયો
bass (બેસ) નીચા સૂરનું
bay (બે) અખાત, રાતુ, ભુરૂ,
borne (બોર્ન] ખમેલુ, લઇગયેલું

beat (બીટ) મારવું
beet (બીટ) શાકનું નામછે.
bow (બો) તીર
beau (બો) ફક્કડ, અકડબાજ
bee (બી) મધમાખ
be (બી) થવું
beer (બીર) જવનો દારૂ
bier (બીર) નનામી, ઠાઠડી
bell (બેલ) ઘંટ
belle (બેલ] આકડબાજસ્ત્રી
berry (બેરી) ઠળીયાવાળું બોર.
bury (બેરી) દાટવું
berth (બર્થ) વહાણમાં સુવાની જગ્યા.
bight (બાઇટ) દોરડાનાવળ
bite (બાઇટ) કરડવું
blew (બ્લ્યુ) વાયુ
blue (બ્લ્યુ) આશમાની
bore (બોર) વીંધવુ, શારવુ
boar (બોર) સુવર, ડુક્કર,ભુંડ
bough (બાઉ) ડાળી
bow (બાઉ) વાળવુ, નમસ્કાર કરવા.

bey (બે) તુર્કસ્તાનનો સુબો
been (બીન્) be નુ ભુતકૃદંત
levee (લેવી] સવારની મુલાકાત
bean (બીન) શીંગ,
brake [બ્રેક) શણ નરમ કરવાનો સાંચો
use (યુસ) વાપરવું
so (સો) એવું
sow (સો) વાવવું
sew (સો) સીવવું
sole (સોલ) પગનું તળીયું
soul (આત્મા)
sore (સોર) સુજેલું
soar [સોર) ઉંચે ચડવું
stake (સ્ટેક) લાકડાની ખુંટી
steak (સ્ટેક) તપાવેલા માંસનીપટી
rote (રોટ) ગોખી કાઢયા
wrote (રોટ) લખ્યા
rot [રૉટ] કોહી જવું
wrought (રોટ) લખ્યાં
ruff (રફ) પતાની એક જાતની રમત
rough (રફ] ખડબચડું
road (રોડ) રસ્તો

bourn [બોર્ન) હદ
brays (બ્રેઝ) ગધેડાની પેઠે ભુંકવુ તે.
braze (બ્રેઝ) બ્હેકાવવુ, રેણ દેવુ.
stare (સ્ટેર) તાકીને જોવું
stair (સ્ટેર) પગથીયું
steel (સ્ટીલ) પોલાદ
steal (સ્ટીલ) ચોરવું
toe (ટો) પગનું ટેરવું
vane (વેન) લશકરનો મોખરો
vain ([illegible]) ફોગટ
vain (વેન) ફીશીઆરી
vale (વેલ) ખીણ
seize (સીઝ) પકડવું
see (સી) જોવું
sea (સી) સમુદ્ર
seen (શીન) દેખાયો
scene (સીન) દેખાવ
seine (સીન) માછલી પકડવાની જાળ.
sent (સેન્ટ) મોકલ્યું
scent (સેન્ટ] સોડમ લેવી

sutler [સટલર) લશ્કરમાંખોરાક વેચનાર
subtler (સટલર) વધારે ખંધુ
sale (સેલ] વેચવું તે
sail [સેલ] હંકારવું
sane (સેન] અવાજ
Seine (સેન) નદીનું નામ
satire [સેટાયર) સખત ટીકા
satyr (સેટાયર] વનદેવતા
scate (સ્કેઇટ) માછલાની જાત
skate (સ્કેઇટ) પહેરવાના બુટ
seal (સીલ) સીકો
ceil (સીલ] ચેપ દેવો
seed (સીડ] બી
cede (સીડ) આપી દેવું
seem (સીમ) દેખાવું
seam (સીમ) સીવણ
seas (સીઝ) સમુદ્રો
sees (સીઝ) દેખાય છે
practice (પ્રેકટીસ) માહવરો
practise (પ્રેકટીસ) કરવું
primmer (પ્રાઇમર) વધારે સિધુ
primer (પ્રાઇમર) ફર્સ્ટ બુક
cent સેન્ટ) સો
sere [સીઅર) કરમાએલું
sheer [શીર) નીર્મળ
shear (શીર) કાપવું
sign (સાઇન) નીશાન
sine [સાઇન) સિવાય
signet (સાઇનેટ] નાનો શીકો
cygnet (સાઇનેટ) જુવાન હંસ
sink [સિન્ક] ડુબવું
cinque [સીન્ક] પંચો
throne (થ્રોન] રાજ્યાસન
thrown (થ્રોન) ફેંકયું
too (ટુ) વળી, પણ
two (ટુ) બે
toe (ટો) અંગુઠો
tow (ટો) શણના ગાંઠા
tun (ટન) દારૂનુ પીપ
ton (ટન) ૨૦હંડ્રેવેટનો
ewes (યુસ) મેઢી, ઘેટી
reck (રેક) સંભાળ રાખવી
wreck (રેક) ભાંગવું
wreak (રીક) વાળવું
reek (રીક) ધુમાડો

pray (પ્રે) પ્રાર્થના કરવી
prey (પ્રે) શીકાર
prays (પ્રેઝ] પ્રાર્થના કરે છે
praise (પ્રેઇઝ) વખાણ કરવા
quire [ક્વાઇર) ઘા
choir (ક્વાઇર] ગાનાર મંડળ
prize (પ્રાઇઝ) ઇનામ
pries (પ્રાઇઝ) સુપર્કાથી તપાસેછે
rain (રેઇન્) વરસાદ
reign [રે ન) રાજ્ય કરવું
rein (રેઇન) દબાવવું
raise (રેઝ) ઉંચકવું
rays (રેઝ) કીરણો
rap (રેપ) ઉતાવળથી મારવું
wrap (રેપ) આસપાસ વીંટાવવું
rapt (રેપ્ટ) ખુંચાવી લીધેલું
rapped (રેપ્ડ) ટકોરો માર્યો
wrapped (રેપ્ડ) લપટાયો
reed (રીડ) બરૂ
read (રીડ) વાંચવું
red (રેડ) રાતું
read (રેડ) વાંચ્યું
need (નીડ) જરૂર

rest (રેસ્ટ) આરામ
wrest (રેસ્ટ) ઝુંટાવીલેવું
rime (રાઇમ) ચીરો
rhyme (રાઇમ) કવીતા
ring (રીંગ) વીંટી
wring (રીંગ) દુખી કરવું
rode (રોડ) સ્વારી કરી
road (રોડ) રસ્તો
rite (રાઇટ) સંસ્કાર વીધી
right (રાઇટ) ખરૂ
write (રાઇટ) લખવું
wright (રાઇટ) કારીગર
raze (રેઝ) જમીનદોસ્તકરવુ
row (રો) હાર
rood (રૂડ) જંગલી
rude (રૂડ) અનાડી
room (રૂમ) ઓરડી
rheum (રૂમ) ટાઢ
root (રૂટ) મુળીઆં
route (રૂટ) રસ્તો
rose (રોઝ) ગુલાબનું ફુલ
rows (રોઝ) હાર
roes (રોઝ) માછલીના ઇંડાં

knead (નીડ) ગુંદવું
new (ન્યુ) નવું
knew (ન્યુ) જાણ્યું
pannel (પેનલ) જંગલીજીવની જાત
night (નાઇટ) રાત
knight (નાઇટ) માનનો ખીતાબ
not (નોટ) નહી
knot (નોટ) ગાંઠ
no (નો) નહી
know (નો) જાણ્યું
none (નન) એકે નહી
nun (નન) સાધુડી
nose [નોઝ) નાક
knows [નોઝ) જાણે છે
ore (ઓર) કાચી ધાતુ
oar (ઓર) હલેસાં
o'er (ઓર) ઉપર
our (અવર] આપણું
roe (રો) મ છલીના ઇંડાં
plane [પ્લેઇન] રંદો
hour (અવર) કલાક
pale (પેઇલ) ફીકું
pail (પેઇલ) લાકડાનું વાસણ
pallet (પેલેટ) હલકી પથારી
pallette (પેલેટ) ચીતારનું પાટીયું.
panel (પેનલ) લાકડાનો ચોખડો કટકો)
pause (પૉઝ) અટકવું
paws (પૉઝ] પંજા
peace (પીસ) સલાહ
piece (પીસ) કડકો
peak (પીક) ટોચ
pique (પીક) મગરૂરી કરવી
peel (પીલ) છોલ
peal (પીલ) ઘંટની વીંઝી
peer (પીર) ઉમદો માણુસ
pier (પીર) કટકો
pencil (પેનસિલ) રીસાપેન
pensile [પેનસિલ] ઝુલતું
place (પ્લેઇસ) જગ્યા
place (પ્લેઇસ) એક જાતની માછલી.
plain (પ્લેઇન) સીરું
please (પ્લીઝ) ખુશી થવું
pleas (પ્લીઝ) આજીજ કરવી

pane [પેઇન] કાચની તકતી
pain (પેઇન) દુ:ખ
pare (પેર) છોલવું
pair (પેર) જોડ
pear [પેર] ફળ, જામફળ
pole (પોલ) સોટો
poll (પોલ) માથું
pore (પોર) છિદ્ર
pour (પોર) રેડવું

આજે થોડા ઘોડા વેચાણપર હતા. Few horses were for sale today ( ફયુ હોર્સિસ વેર ફોર સેઇલ ટુ ડે )

વહાણો ઝડપથી હંકારે છે. Ships sail swiftly [ શીપ્સ સેઇલ સ્વીફટલી ]

તે શરીરે તંદુરસ્ત નથી. He is not sane in his body ( હી ઈઝ નોટ સેન ઇન હીઝ બૉડી )

ફ્રાન્સમાં સીન નદી છે. There is a river Seine in France ( ધેર ઇઝ આ રીવર સીન ઈન ફ્રાન્સ )

તેણે કટાક્ષ વચન લખ્યો. He wrote a satire ( હી રોટ એ સેટાયર )

જંગલી લોક વન દેવને પુજે છે. Savage tribes worship satyr ( સેવેજ ટ્રાઇબ્સ વર્શીપ સેટાયર )

મગર સ્કેટ માછલી ખાય છે. An aligator eats Scates ( એન એલીગેટર ઇટસ સ્કેટસ )

મુસાફરો બરફપર ચાલવાના જોડા પેરી ચાલે છે Travellers walk on ice with skates ( ટ્રાવેલર્સ વોક ઓન આઇસ વીથ સ્કેટસ )

મારી પાસે લાખનો શીક્કો છે. I have a seal of wax ( આઈ હેવ એ સીલ ઓવ વૅક્ષ )

મારા ઘરનું છાપરૂ છાટવાળું છે. My roof is ceiled ( માઇ રૂફ ઇઝ સીલ્ડ )

તેણે બી વાવ્યાં છે. They have planted seeds ( ધે હેવ પ્લેન્ટેડ સીડસ )

ભરૂચ અંગ્રેજને આપ્યું. Broach was ceded to the English ( બ્રોચ વોઝ સીડેડ ટુ ધ ઇંગ્લીશ )

હું મોહું ઢાંકું છું I veil my face ( આઇ વેલ માઈ ફેઇસ )

આ લુંગડાંની ચાળ ઝીણી છે. The wale of this cloth is fine ( ધી વેલ ઓફ ધીસ કલૉથ ઇઝ ફાઇન )

હું શોક કરૂં છું. I wail ( આઇ વેઇલ )

તે પ્રપંચથી જીત્યો He won the battle through sleights ( હી વન ધી બેટલ થ્રુ સ્લેટસ )

હું ઘણો ધીમો છું I am very slow (આઇ એમ વેરી સ્લો)

આ ઝાડપર જંગલી ફળ છે. There are wild sloes on the tree ( ધેર આર વાઇલ્ડ સ્લોઝ ઓન ધી ટ્રી )

હું તેમ કરીશ. I will do so ( આઇ વીલ ડુ સો )

હું બીજ વાવું છું. I sow seeds ( આઇ સો સીડસ )

હું લુગડું સીવું છું. I sew a cloth ( આઇ સો એ કલૉથ )

તેનો મુખ્ય હક હતો. His right was sole ( હીઝ રાઇટ વોઝ સોલ )

દેહમાં આત્મા છે. There is soul in the body ( ધેર ઇઝ સોલ ઇન ધ બૉડી )

મારી આંખ દુખવા આવી છે. I suffer from eye-sore ( આઇ સફર ફ્રોમ આઇ સોર )

તે ઉંચે ચડયો. He soared in the sky ( હી સોર્ડ ઇન ધી સ્કાય )

હું ખીંટીપર લુગડાં મુકું છું. I hung my clothes on stake ( આઇ હન્ગ માઈ કલોથ્સ ઓન સ્ટેક )

આ તપાવેલા માંસની પેટી છે. This is a steak ( ધીસ ઇઝ એ સ્ટેક )

તેઓ તાકીને જુએ છે. They stare ( ધે સ્ટેર )

હું મેડાપર છું. I am on the upstair ( આઇ એમ ઓન ધ અપસ્ટેર )

આ ગજવેલ છે. This is steel ( ધી ઇઝ સ્ટીલ )

તે ચોરી જાય છે. They steal ( ધે સ્ટીલ )

તમારૂં પગલું ટુંકું છે. Your step is short ( યોર સ્ટેપ ઇઝ શૉર્ટ )

આ ઘોડો હું વેચું છું. I sell this horse (આઇ સેલ ધીસ હૉર્સ)

આ ભોંયરૂં ઉંડુ છે. This cell is deep (ધીસ સેલ ઇઝ ડીપ)

મેં તેને મોકલ્યો છે. I have sent him (આઇ હેવ સેન્ટ હીમ)

મને ગુલાબની સુગંધ આવે છે. I scent a rose ( આઇ સેન્ટ એ રોઝ )

મેં આ ફેંકયુ છે. I have thrown this ( આઇ હેવ થ્રોન ધીસ )

દડો ફેંકો Throw the ball ( થ્રો ધી બૉલ )

મારા પેટમાં બહુ દુઃખ છે. I have pain in my stomach ( આઇ હેવ પેઇન ઇન માઇ સ્ટમક )

આ બહુ સારૂં છે. This is too good ( ધીસ ઈઝ ટુ ગુડ )
મારે બે પગ છે. I have two feet ( આઇ હેવ ટુ ફીટ )
આ દારૂનું પીપ મોટું છે. This tub is very big ( ધીસ ટબ ઇઝ વેરી બીગ )
૨૦ હંડ્રવેટનો ટન થાય છે. Twenty hundreweights make one ton ( ટ્વેન્ટી હંડ્રવેટસ મેક વન ટન )
હું આ ચોપડી વાપરૂં છું. I use this book ( આઇ યુસ ધીસ બુક )
આ ઘેટીઓ દોડે છે. These ewes run. ( ધીઝ યુસ રન )
લશ્કરનો મોખરો. The van of the army. ( ધી વેન ઓફ ધ આર્મી. )
તું બહુ ગરૂર છે. You are vain ( યુ આર વેઈન )
શરીરની રગોમાં લોહી વહે છે. Blood flows through veins ( બ્લડ ફ્લોઝ થરૂ વેઇન્સ ).
આ પથરની ખીણ છે. This is a vale of a rock ( ધીસ ઇઝ એ વેલ ઓફ એ રોક )
તેણે ચાકરને પૈસા આપ્યા. He gave money to his servants ( હી ગેવ મની ટુ હીઝ સર્વન્ટસ )
આ તેના કરતાં વધારે સીધું છે. This is primmer than that. ( ધીસ ઇઝ પ્રાઇમર ધેન ધેટ )
હવે હું પહેલી ચોપડી શરૂ કરૂં છું. I begin to read primer ( આઇ બીગીન ટુ રીડ પ્રાઇમર )
હું ત્યાં આવવાની પ્રાર્થના કરૂં છું. I pray you to come there ( આઇ પ્રે યુ ટુ કમ ધેર

સીંહ શીકારપર રહે છે. The lion lives upon his prey ( ધ લાયન લીવ્હ અપોન હીઝ પ્રે )

તે પ્રાર્થના કરે છે. He prays ( હી પ્રેઝ )

હું તમારાં વખાણ કરૂં છું. I praize you ( આઇ પ્રેઝ યુ )

મારા ઘરમાં ચાર ઘા કાગળ છે. I have four quires of paper ( આઇ હેવ ફોર ક્વાઅર્સ ઓફ પેપર )

ભવૈયાની ટાળી ગાય છે. The choir sings (ધ ક્વાયર સીંગ્ઝ)

હું તમને ઇનામ આપીશ. I will give you a prize (આઇ વીલ ગીવ યુ એ પ્રાઈઝ )

તે ચુપકીથી જુએ છે. He spies. ( હી સ્પાઇઝ. )

આ રસ્તો સાંકડા છે. This road is narrow ( ધીસ રોડ ઇઝ નૅરો ).

આ માછલીનાં ઈંડાં મુએલા છે. These roes are dead ( ધીસ રોઝ આર ડેડ. )

હીંદુસ્તાનના ઘણા રસ્તા હાથ આવ્યા. Many roads to india were discovered (મેની રોડઝ ટુ ઈન્ડીઆ વેર ડીસ્કવર્ડ)

કાગડાની હાર કાળી હોય છે. Rows of crows are black ( રોઝ ઓફ ક્રોઝ આર બ્લેક )

ચાર રૂડનો એક એકર હોય છે. Four roods make one acre ( ફોર રૂડઝ મેક વન એકર )

આ લોકો જંગલી છે. These people are rude ( ધીસ પીપલ આર રૂડ )

તેણે પોતાના હાથ ઉંચા કર્યા. He raised his hands ( હી રેઇઝડ હીઝ હેન્ડસ )

સુર્યના કિરણ પૃથ્વીપર પડે છે. The rays of the sun fall upon the earth ( ધ રેઝ ઓફ ધ સન ફૉલ અપોન ધ અર્થ )

તેમણે ચંદેરીનો ગઢ જમીનદોસ્ત કર્યો. They razed the ramparts of Chandery ( ધે રેઝડ ધ રેમપાર્ટસ ઓફ ચંદેરી )

હું તને જોરથી મારીશ. I will rap you. (આઇ વીલ રેપ યુ)

તેઓ શરીર ઉપર કાળા કામળાં વીંટાળે છે, They wrap themselves in black blankets ( ધે રેપ ધેમસેલ્વસ ઇન બ્લેક બ્લેન્કેટસ )

આ દોરો કોઇ પાસેથી ખુંચાવી લીધેલો છે This waist-band is rapt from some one ( ધીસ વેસ્ટ એન્ડ ઇઝ રેપ્ટ ફ્રોમ સમ વન )

તેઓએ તેના માથામાં ટકોરો માર્યો They rapped him in his head ( ધે રેપ્ડ હીમ ઇન હીઝ હેડ )

તેઓએ ડાળા પહેર્યાં They wrapped themselves in leaves and twigs ( ધે રૅપ્ડ ધેમસેલ્વસ ઇન લીવ્સ એન્ડ ટવીગ્સ )

મારી પાસે બરૂની કલમ છે I have a reed-pen ( આઇ હેવ એ રીડ પેન )

હું વાંચુ છું I read ( આઇ રીડ )

આ રાતો રંગ છે. This is a red paint ( ધીસ ઇઝ એ રેડ પેઇન્ટ )

તેણે વાંચ્યું છે He has read ( હી હૅઝ રેડ )

મારે ફરવા જવાની ટેવ છે. I have practice of taking a walk ( આઈ હેવ એ પ્રેક્ટીસ ઓફ ટેકીંગ એ વૉક )

ફરવા જવાની ટેવ પાડે Practice to take a walk (પ્રેક્ટીસ ટુ ટેક એ વૉક )

હું ત્યાં આવત I would come there ( આઇ વુડ કમ ધેર )

બળદને ધુંસરે બાંધો Tie the oxen to the yoke (ટાઇ ધ ઑક્ષન ટુ ધ યોક )

ઇંડામાં પીળો મ.વો હોય છે. There is yellow substance in eggs (ધેર ઇઝ યલો સબસ્ટન્સ ઇન એગ્ઝ )

યુ ઝાડ યુરોપમાં છે. Yew is found in Europe ( યુ ઇઝ ફાઉન્ડ ઇન યુરોપ )

આ તમારી ચોપડી છે. This is your book ( ધીસ ઇઝ યોર બુક )

મારી પાસે નાનો લોટવો છે. I have an ewer ( આઇ હેવ એન યોઅર )

તમે મુર્ખ લાગો છો You seem to be a fool ( યુ સીમ ટુ બી એ ફુલ )

શેતરંજમાં દોરાની લીટીઓ હોય છે, Chess contains seams ( ચેસ કન્ટેઇન્સ સીમ્સ )

દુનીયામાં ઘણા સમુદ્ર છે There are many seas in the world ( ધેર આ મેની સીઝ ઇન ધ વર્લ્ડ )

તે બારીકાઇથી જુએ છે. He sees minutely ( હી સીઝ માઇન્યુટલી )

વાઘ શીકાર પકડે છે. Tigers seize their prey (ટાઇગર્સ સીઝ ધેર પ્રે)

તેઓ તેને જુએ છે They see him ( ધે સી હીમ )

દરીયામાંથી મોતી જડે છે. Pearls are found out from a sea ( પર્લસ આર ફાઉન્ડ આઉટ ફ્રૉમ એ સી )

મેં બાગ જોયો છે. I have seen a park ( આઈ હેવ સીન એ પાર્ક )

આ દેખાવ રળીઆમણો છે, This is a charming scene ( ધીસ ઇઝ આ ચાર્મિંગ સીન )

આ માછલીની જાળમાં લોટની ગોળીઓ છે. There are small balls of flour in this scine ( ધેર આર સ્મૉલ બૉલ્સ ઑાફ ફ્લોર ઇન ધીસ સીન )

આ ઓરડી પહોળી છે This room is broad ( ધીસ રૂમ ઇઝ બ્રોડ ]

મને બહુ ટાઢ વાય છે. I feel too much cold (આઇ ફીલ ટુ મચ કોલ્ડ )

ઝાડનાં મુળ ઉંડા હોય છે Roots of trees are deep [ રૂટસ ઑાફ ટ્રીઝ આર ડીપ ]

ગુલાબ સુગંધીદાર હોય છે Rose is fragrant [ રોઝ ઇઝ ફ્રેગરન્ટ )

ખારવો મછવો ચલાવે છે. The sailor rows a boat [ ધ સેઇલર રોઝ એ બોટ )

આ છોકરાએ શબ્દો ગોખી કાઢયા. This boy rote the words ( ધીસ બૉય રોટ ધ વર્ડસ )

મેં પાઠ લખ્યો I wrote the lesson (આઇ રોટ ધી લેસન ]

આ ફળ કોહી જશે, These fruits will rot away ( धीઝ ફ્રુટસ વીલ રૉટ અવે )

તેણે ઘણું કામ કર્યું. He wrcght very hard ( હી રોટ વેરી હાર્ડ ).

તમે આ ધનુષ્યને વાળો. Wild this bow ( વીલ્ડ ધીસ બો )

આજે ટાઢો પવન છે. There is cold weather to day ( ધેર ઇઝ કોલ્ડ વેધર ડુ ડે )

તે આવશે કે નહીં તે જાણતો નથી. I do not know whether he will come or not ( આઇ ડુ નૉટ નો વેધર હી વીલ કમ ઓર નૉટ )

મહીનાનાં ચાર અઠવાડીઆં હોય છે. Four weeks make a month ( ફોર વીકસ મેક એ મન્થ )

હું નબળો છું. I am weak ( આઇ એમ વીક ).

તે જીત્યા. They won ( ધે વન )

એક ચોપડી લાવો. Bring one book ( બ્રીંગ વન બુક ).

તે જંગલમાં રહે છે. He lives in the wood ( હી લીવ્ઝ ઇન ધ વુડ )

તેને જરા ધક્કો વાગ્યો. He sufered a slight stroke ( હી સફર્ડ એ સ્લાઇટ સ્ટ્રોક )

ચંદ્રની કળા વધે છે ને ઘટે છે. The moon wakes and wanes ( ધ મુન વેકસ એન્ડ વેન્સ )

આ ગાડું ભાગેલું છે. This wain is broken ( ધીસ વેઇન ઇઝ બ્રોકન )

તમે પૈસા ગુમાવો છો. You waste money ( યુ વેસ્ટ મની)
સ્રીની કેડ પાતળી હોય છે. Waist of a lady is thin
( વેસ્ટ ઓફ એ લેડી ઇઝ થીન. )
તેઓ મારી વાટ જુએ છે. They wait for me ( ધે
વેઇટ ફોર મી. )
આ ભાર બહુ ભારે છે. This weight is very heavy
( ધીસ વેઇટ ઇઝ વેરી હેવી. )
મારી દુકાનમાં થોડો સામાન છે. There is little ware in
my shop ( ધેર ઇઝ લીટલ વેર ઇન માય શૅાપ. )
કુવાના પથરા દોરડાથી ઘસાય છે. Wells wear away by
ropes ( વેલ્સ વેર અવે બાય રોપ્સ. )
દરીયાનું મોજું. The wave of the sea ( ધી વેવ ઓફ
ધ સી.
આ રસ્તે જાઓ. Go by this way ( ગો બાય ધીસ વે. )
આ સોનું જોખો. Weigh this gold ( વે ધીસ ગોલ્ડ )
વાઘ વનમાં રહે છે. Tigers live in a wood ( ટાઇગર્સ
લીવ ઇન એ વુડ )
અંગ્રેજ લોકો એક અમુક ટોપી પહેરતા. The English put
on ruffs ( ધ ઇંગ્લીશ પુટ ઓન રફ્સ. )
મારો કોટ ખડબચડો છે. My coat is rough ( માય કોટ
ઇઝ રફ. ]
આ ફુલ કરમાએલું નથી. This flower is not sere ( ધીસ
ફ્લાવર ઇઝ નોટ સીઅર )

સુતાર મીણબતીથી મેજના કાણા પુરે છે. Carpenter ceres tables ( કારપેન્ટર સીઅર્સ ટેબલ્સ )

આ પાણી ચોખું છે. This water is sheer ( ધીસ વોટર ઇઝ શીઅર )

આ ઝાડ હું કાપું છું. I shear this tree ( આઇ શીઅર ધીસ ટ્રી )

તેણે થોડી ઇશારતો કરી. He made some signs ( હી મેડ સમ સાઇન્સ )

મારી પાસે તારો સીક્કો છે. I have a signet ( આઇ હેવ એ સીગ્નેટ )

નાના હંસ મોતી ખાય છે. Ciggnets eat pearls ( સીગનેટસ ઇટ પર્લ્સ )

હું પાણીમાં ડુબું છું. I sink in the water ( આઇ સીંક ઇન ધ વોટર )

મેં આવો ક્બરી પહાડ કદી જોયો નહોતો. I never saw such a sion before ( આઇ નેવર સૉ સચ એ સાયન બીફોર )

મેં ગુલાબની કલમ વાવી છે. I have planted a sion of rose ( આઇ હેવ પ્લેન્ટેડ એ સાયન ઓફ રોઝ )

તેનું કદ મોટું હતું. Its size was big ( ઇટસ સાઇઝ વોઝ બીગ )

તેણે ઘણા નીસાસા મુકયા. He cried with deep sighs ( હી ક્રાઇડ વીથ ડીપ સાઇઝ )

તેની ખોપરી તુટી ગઇ. His skull was broken (હીઝ સ્કલ વોઝ બ્રોકન.)

આ નદીમાં નાના મછવા છે. There are sculls in this river [ ધેર આર સ્કલ્સ ઇન ધીસ રીવર ]

વાંદરાની પુંછડી લાંબી હોય છે Tail of a monkey is long ( ટેઇલ ઓફ એ મન્કી ઇઝ લોંગ )

મારા ખેતરમાં બહુ જડીઆં છે There are many tares in my field (ધેર આર મેની ટેર્સ ઇન માઇ ફીલ્ડ )

હું ચોપડી ફાડી નાંખીશ I will tear your book ( આઇ વીલ ટેર યૉર બુક )

આ પાકીટ બાંધનાર તમે છો You are a tier of this pocket ( યુ આર એ ટાયર ઓફ ધીસ પોકેટ )

તમે આંસુ કેમ પાડો છે ? Why do you shed tears ? ( વાહ ડુ યુ શેડ ટીઅર્સ ? )

આ છોકરા મને ચીડવે છે These boys tease me ( ધીસ બૉયસ ટીઝ મી )

ચાહ ઘણી જાતની હોય છે There are many sort of teas ( ધેર આર મેની સૉર્ટસ ઑફ ટીઝ )

આ કુતરી ઘણીવાર વીઆય છે, This bitch teems many a time ( ધીસ બીચ ટીમ્સ મેની એ ટાઇમ )

આ જોસરૂં મોટું છે This team is large (ધીસ ટીમ ઇઝ લાર્જ. ]

ત્યાં જાઓ Go there ( ગો ધેર )

